# શેરદિલ નવાબ

—: છપાવી પ્રસિદ્ધ કરનાર :—

મુન્શી ગુલામ મોહંમદ ગુલામ અહમદ
કુતુબ ફરોશ,
મારકીટ બજાર, મુ. ભરૂચ.

આવૃત્તિ પહેલી ] પ્રત ૧૫૦૦ [ ઈ. સ. ૧૯૨૯
કીંમત રૂા. ૦–૮–૦

મુસ્લિમ-ગુજરાત પ્રેસ, સુરત.

૪૮૬૪

૭૮૬

# પ્રસ્તાવના.

અનુભવથી સિદ્ધ થઇ ચુકયું છે, કે દુન્યામાં સમય એક મહાન શિક્ષક છે, સમય બળવાન છે, એટલે સમયાનુસાર વર્તી જાણનાર વ્યકિત પોતાને માટે ઉન્નતિનો માર્ગ સરળ બનાવી શકે છે. એથી ઉલ્ટું સમયની સામે બાથ ભીડનારને અવનતિની ઉંડી ખીણમાં ધસી પડતાં વાર લાગતી નથી.

જુઓ, સમયસુચકતાની ખામીને લીધે રૂમના **હરકુલ** જેવા જબરદસ્ત બાદશાહને ગણત્રીના અરબ મુસલમાનોના મુકાબલામાં નીચું જોવું પડયું, ઇરાન જેવી મહાન સલ્તનતના માલીક **યજદજર્દ** જેવા રાજકર્તાને રણમાં રગદોળાવું પડયું, મેવાડના પ્રતાપી રાણા **પ્રતાપને** રાજપાટ છોડી, જંગલે જંગલ ભટકવું પડયું હતું, **હુમાયુ** જેવા દિલ્લીના મુગલ પાદશાહ હુમાયુને હિન્દુસ્તાનમાંથી નાસી ઇરાનમાં જઈ ત્યાંના રાજકર્તાનો આશ્રય લેવો પડયો. એજ પ્રમાણે આપણી વાર્તાના નાયક ભરૂચના શેરદિલ નવાબ **મોઅઝઝઝખાન** બહાદુરને ભરૂચ છોડી એક ગામડામાં એક કોળી સરદારની સંભાળમાં રહી પોતાનું આયુષ્ય પુરૂ કરવું પડયું. તે હકીકત આ પુસ્તક વાંચવાથી જણાશે.

આ પુસ્તક મજકુર નવાબ સાહેબના એક દરબારી સૈયદ **અબ્બાસઅલી** સાહેબના ફારસી ભાષામાં લખેલા, હાથ લખાણ

ઉપરથી, એક પારસી ગ્રહસ્થે તે વખતની તેઓની ગુજરાતી ભાષામાં કરેલા ભાષાન્તર ઉપરથી, તેમજ ઇતિહાસીક લખાણો ઉપરથી સુધારા વધારા સાથે લખવામાં આવ્યુ છે.

હુ ભરૂચ શહેરનો રહેવાસી ઉપરાંત, પુસ્તકો વેચવાનો મારો ધંધો હોવાને લીધે, ભરૂચ શહેર ઉપર ન્યાયી અને પ્રજાપ્રિય અંગ્રેજ સરકારનો અમલ કેવી રીતે અને કયારથી સ્થાપિત થયો તેમજ છેલ્લા રાજકર્તા કોણુ અને કેવા હતા. વગેરે હકીકત જેમાં દર્શાવેલી હોય, એવા એક ઇતિહાસીક પુસ્તકની લોકો તરફથી વખતો વખત થતી માંગણીને પુરી કરવાના શુધ્ધ હેતુથી આ પુસ્તક લખવામાં આવ્યુ છે.

પ્રિય વાંચક ! હું કંઇ ગુજરાતી ભાષાનો પાર ગત નથી તેમજ મારી માતૃભાષા તો ગુજરાતમાં પ્રચલિત એવી ઉર્દુ હોવાને લીધે, ગુજરાતી શૈલિ અને વાકયરચનામાં અને પુસ્તક રસીક બનાવવાના હેતુથી રિવાજ અનુસાર સમય અને લડાઇના કરેલા કલ્પિત વર્ણનમાં દોષ જણાય, તો ક્ષમા કરવાની ઉદારતા બતાવી, મારા જેવા બીન અનુભવીને આભારી કરશોજી.

સેવક,

મુન્શી ગુલામ મોહંમદ ગુલામ અહમદ

કુતુબ ફરોશ, ભરૂચ.

# નિડરતા

વિંધ્યાચળ પર્વતના અમરકંટક નામના ડુંગરમાંથી નીકળી પોતાના પ્રવાહને ઠેઠ ખંભાતના અખાત સુધી લંબાવી, ગુજરાત પ્રાંતની બીજી નદીઓમાં સૌથી મોટી અને પવિત્ર ગણાતી **નર્મદા** નદીના ઉત્તર કિનારે આવેલું, **ભૃગુરૂષિ**ના વખતથી પ્રખ્યાતિમાં આવેલું, વેપારમાં આગળ વધેલું, સુજનીઓના વણાટ કામની કળાના પ્રતાપે અરબસ્તાન, ઈરાન, અફઘાનીસ્તાન વગેરે દેશોમાં જાણીતું થએલું, ભરચક વસ્તીવાળું, સુંદર મકાનો અને બાગ બગીચાઓથી શોભી રહેલું, મજબુત કિલ્લાથી, નદીથી અને ઉંડી ખાઈથી સુરક્ષિત એવું હિન્દુ, મુસલમાન, પારસી વગેરે કોમોની પચરંગી વસ્તીથી આબાદ થએલું **ભરૂચ** નામનું ઈતિહાસીક શહેર દૂરથી જોનારની નજર સામે પણ પોતાની ભવ્યતાનો ચિતાર રજુ કરે છે.

આ શહેર ઈ૦ સ૦ ૧૭૭૨ માં પ્રથમ કંપની સરકારના તાબામાં આવ્યું. ૧૦ વર્ષ પછી કંપની સરકારે અમુક શરતે પેશ્વા સરકારને સોંપ્યું, જેથી લગભગ ૨૨ વર્ષ સુધી એનાપર પેશ્વા સરકારની હકુમત રહી, તે પછી વળી પાછું ઈ૦ સ૦ ૧૮૦૩ માં એજ કંપની સરકારના તાબામાં આવ્યું, અને

ઈ૦ સ૦ ૧૮૫૭ ના બળવા પછી હિન્દુસ્તાનના રાજ્યની લગામ ઈંગ્લાંડના રાજકર્તા અને જગ વિખ્યાત મહારાણી વિકટોરિઆએ પોતાના હાથમાં લીધી, ત્યારથી આજદીન સુધી આ શહેર ઈંગ્લાંડના રાજકર્તાઓની સીધી હકુમત નીચે છે.

આજથી ૧૩૦૦ વર્ષ અગાઉ મુસલમાનોમાં સૌથી પહેલાં **સરદાર હકમ બિન અબુલઆશ** (રદી.) દરિઆઈ રસ્તેથી ભરૂચ ઉપર ચઢાઈ લઇ આવ્યા હતા, તેમા ઘણે અંશે તેઓ જીત મેળવવામાં ફાવી પણ શકયા હતા, પરંતુ તે વખતના મહાન ખલીફા **હજરત ઉમર ઈબ્ને ખત્તાબ** (રદી૦) દરિયાઈ સફરની વિરૂધ્ધ હોવાથી તેઓને એક મુદ્દત સુધી એ કામ મુલ્તવી રાખવાની ફરજ પડી. તે પછી ઈ૦ સ૦ ૭૨૬ માં દમીશ્કના હાકેમ **હિશામ બિન અબ્દુલ મુલ્ક** તરફથી **જુન્નેદ બિન અબ્દુર્રહમાન** (રદી૦) સીંધના સુબા તરીકે નીમાઇને આવ્યા હતા. તેમણે સિંધનો પાકો બંદોબસ્ત કર્યા પછી પોતાના અરબી બહાદુરોની એક ટુકડીને કચ્છ પ્રાંત જીતવા સારૂ મોકલી હતી, આગળ વધીને દરેક સ્થળે જીતના ડંકા વગાડતી ભરૂચને રસ્તે ઠેઠ માળવા સુધી પહોંચી ગઈ હતી.

આ રીતે ઇસ્લામની શરૂઆતથીજ ભરૂચ મુસલમાનોના સંબંધમાં તો આવતું રહેલું, અને કંપની સરકારના તાબામાં આવ્યું તે પહેલાં પણ એના ઉપર મુસલમાની રાજકર્તાઓનો

સ્વતંત્ર અધિકાર હતો. એઓ જાતના મુગલ હોઈ **સુન્ની** પંથના મુસલમાન હતા, તેઓ ભરૂચમાં રહેતા. **અને** પોતાની પ્રજાને સુખી રાખવા હંમેશા તત્પર રહેતા. તેઓમાંના છેલ્લા નવાબ બહાદુર **મોઅઝઝઝખાન** સાહેબ ઉંચા કદના રંગે ગૌણુ વર્ણા, ભવ્ય પણુ આનંદી ચહેરાના, મિલનસાર સ્વભાવના, પ્રજા પાળક, ઉદાર મનના, વિશ્વાસુ, સત્યવકતા, અને જાતે બહાદુર હોવાથી, એક સિપાઇ તરીકે ખ્યાતિ મેળવવાને ઉત્સુક રહેતા હોવાથી એમને **શેરદિલ નવાબના** નામથી સંબોધવામાં આવે તો તે વાસ્તવિક ગણી શકાશે.

વસંતરૂતુની એક સવારે નદિ કિનારે આવેલા પોતાના ભવ્ય અને સુશોભિત મહેલના એક વિશાળ ઓરડામાં નવાબ **મોઅઝઝઝખાન** બહાદુર દરબાર ભરી **દિવાન લલ્લુ, મોહમદ બેગ, નામદારખાં, મીરકલ્લાં, અબ્દુલ વાહિદ, સૈ૦ અબ્બાસઅલી, સરદાર અનાર અલીખાન,** અને **સરદાર બક્ષી** જેવા નામાંકિત ગ્રહસ્થો સાથે જુદા જુદા વિષયની ચર્ચા કરી રહ્યા છે, તેવા વખતે સુરતથી આવેલો એક કાસદ પ્રથમ પરવાનગી મેળવી દરબારમાં હાજર થઇ, નવાબ બહાદુરના કદમોમાં એક પત્ર રજુ કરે છે. નવાબ બહાદુર મજકુર પત્ર મીર મુન્શીના હાથમાં આપે છે, મીર મુન્શી ઘણીજ અદબથી પત્ર હાથમાં લઇ, પ્રથમ પોતાના મનમાં વાંચી લીધા પછી, નવાબ બહાદુરના હુકમથી અરજ

કરે છે, કે હજુરે વાલા આ પત્ર સુરતના પ્રખ્યાત વેપારી, અને પારસી ગ્રહસ્થ **ધનજીશાહ** તરફથી એવી મતલબનો છે, કે પારસી લોકોની ગણત્રીમાં એક મહિનાના તફાવત બાબે ઈરાન તરફથી આવેલા લખાણોપરથી લેખક **ધનજીશાહ** અને **મનોચેર** વચ્ચે રસ્મી અને કદીમી બાબતમાં મતભેદ પડયો છે, જેનો તોડ લાવવાના હેતુથી વાજબી ઈન્સાફ મેળવવા સારૂ આ પત્રથી આપની ખીદમતમાં અરજ કરવામાં આવે છે. આ ઉપરથી પારસી લોકોના દસ્તુરને બોલાવી આ ધાર્મીક બાબતનો ઉકેલ કરવાનું કામ તમને સોંપવામાં આવ્યું. લાંબી મુદ્દત વિચાર કર્યા પછી વિદ્વાન દસ્તુર સાહેબે શેઠ મનચેરજીના રસ્મી મતને અનુમોદન આપી, શેઠ ધનજીશાહના કદીમી મતને અસત્ય ઠેરવ્યો. આ ઉપરથી નવાબ સાહેબે તેજ પ્રમાણે ફેસલો લખી મોકલ્યો, જેથી પોતાનું અપમાન થએલું માની લઈ, અભિમાની શેઠ ધનજીશાહના મનમાં નવાબ સાહેબ પ્રત્યે વેરભાવ ઉત્પન્ન થયો. તેમાં વળી તેજ અરસામાં આ શેઠનો વેપારી માલ ભરૂચમાં આવેલો, તેના મેહસુલ સંબંધી મતભેદ ઉભો થયો, એટલે જ્યાં સુધી સરકાર ધારા મુજબ પુરેપુરૂં મહેસૂલ વસુલ આવે નહિ, ત્યાં સુધી માલ અટકાવી રાખવાથી તેમાં વધારો થયો, જેના પરિણામે એક વખત લાગ જોઇ અનુકુળ પ્રસંગે આ ધનવાન ગ્રહસ્થે સુરતમાં કુંપની સરકારના કોલાપોશ

મી. ગબીરની રૂબરૂ હાજર થઇ, ભરૂચ બંદરનો પુરજો જુના વખતથી સુરતને તાબે હોવાનું જણાવી વાર્ષિક રૂા. એક લાખની આવકના હિસાબે ૪૦ વર્ષથી એ પુરજાની આવકના રૂા. ચાલીસ લાખ નવાબ બહાદુર પાસેથી વસુલ કરી લેવાનું સમજાવતાં, મી. ગબીરે બે વખત પત્ર લખી ઉપર પ્રમાણે તમામ રકમની તાકીદે માંગણી કરી, એટલુંજ નહિ પણ છેવટના પત્રમાંતો જો માંગણી પ્રમાણે અમલ કરવામાં નહિ આવે તો પરિણામે ભરૂચ કબજે કરવાની ધમકી આપવામાં આવી, આ ઉપરથી બહાદુર નવાબે ક્રોધાવેશમાં આવી જઈ, આગળ પાછળનો વિચાર કર્યા સિવાય મિ. ગબીરની માંગણીનો એકદમ તિરસ્કાર કરી, પોતાનું નિડરપણું બતાવી આપવાના વિચારથી મુકાબલા માટે જરૂરી તૈયારી કરવા માંડી. આ ઉપરથી આપણને એટલું તો જણાઈ આવે છે, કે નવાબ સાહેબ સ્વભાવે ઉતાવળીઆ હોવા જોઇએ.

## જંગ

મી. ગબીરની માંગણીને રદ કર્યા પછી, તરતજ નવાબ સાહેબે પોતાના લશ્કરમાં સિપાઇઓની જરૂરી ભરતી કરી, તેઓને કવાયદ કરાવવાનું શરૂ કરી દીધું, એ ઉપરાંત બનેલી હકીકત જણાવી વડોદરે **ફતેહસીંગ** ઉપર કાગળ

લખી કુમક મેળવવાની માંગણી કરી. બીજો કાગળ એવીજ મતલબનો ખંભાતના નવાબ ઉપર લખી મોકલ્યો. ત્રીજો એક કાગળ ધોલકાના હાકેમને નામે રવાના કર્યો, અને ચોથો કાગળ નાંદોદના રાજા ઉપર લખી ભીલ લશ્કર મોકલવાની માંગણી કરી.

ઉપર પ્રમાણે પ્રયત્ન કરવાથી ફતેસીંગે મોકલેલું એક હજાર માણસનું લશ્કર રૂદરાજી બાપુની સરદારી નીચેનું ભરૂચ આવી પહોંચ્યું, તે પહેલાં આપણા બહાદુર નવાબ સાહેબ બે હજાર સીંધી અને અરબ સિપાઈના લશ્કરને સરદાર હુસનઅલી અને સરદાર બક્ષી ભરૂચીની સરદારી નીચે નદીપાર રવાના પણ કરી ચુકયા હતા. એટલે આ પેશ્વાઈ લશ્કરને પણ નદીપાર ઉતરી પોતાના લશ્કર સાથે મળી જવાનો હુકમ કર્યો, પરંતુ આગળ આવી પહોંચેલા ૫૦૦ માણસોની ટુકડીના ઉપરી અમલદાર ધોરાજી હનવાગે જણાવ્યું કે અમારા મુખ્ય સરદાર રૂદરાજી બાપુ હજી પાછળ હોવાથી તેમના હુકમ સીવાય અમો નદીપાર જઈ શકીએ નહિ. જેથી નવાબ બહાદુરે તેઓને ઈદગાહ આગળ ઉતારો આપી તેઓને માટે જરૂરી ખર્ચ પુરો પાડવાનો યોગ્ય બંદોબસ્ત કરી આપ્યો.

હવે બીજા કાગળનો જવાબ ખંભાતના નવાબ સાહેબ તરફથી એવી મતલબનો લખાઇ આવ્યો કે ભાઈશ્રી હું તમારો ખેરખ્વાહ બિરાદર હોવાથી સલાહ આપું છું કે તમો

સીંધી સિપાઈઓ ઉપર વિશ્વાસ રાખશો નહિ. એ લોકો તો ફક્ત પૈસાના લોભી હોય છે. એટલે એઓ લશ્કરમાં રહેવા છતાં જાનતોડ લડાઈ લડી શકશે નહિ. અને ઘણા પૈસા ખરચ કરવાની આપણામાં શકિત નથી. આપણી આવક અને શકિત જોતાં કંપની સરકાર સાથે લડાઈમાં ઉતરવું વાસ્તવિક નથી. માટે મારા જેવા એક શુભેચ્છક ભાઈનું કહેવું માની લઇ મી. ગમીર સાથે સલાહ કરી હંમેશાંને માટે મિત્રાચારી ભર્યો સંબંધ કાયમ કરશો. ખરેખર ખંભાતના આ સ્પષ્ટ વકતા નવાબની સલાહ વખતસરની હતી છતાં આપણા બહાદુર પણ ઉતાવળીઆ ભરૂચી નવાબ સાહેબના ધ્યાનમાં આવી શકી નહિ. અને ઉપર જણાવી ગયા તે મુજબ સરદાર હસનઅલી અને સરદાર બક્ષીને પોતાના તાબાના લશ્કર સાથે અંકલેશ્વરની વાવ આગળ મુકામ કરવાની સુચના કરી નદિપાર મોકલી આપ્યા, જે પછી બીજે દિવસે સરદાર અનારઅલીખાંના હાથ નીચે ૫૦૦ ઘોડે સ્વારોની એક ટુકડી આપી તેને ખાલાચોકી આગળ મુકામ કરવાનુ જણાવી નદી પાર મોકલી આપ્યા, પરંતુ અનારઅલીખાં ખાલાચોકી આગળ નહિ રોકાતાં, આગળ વધી, અંકલેશ્વર મુકામે સરદાર હસનઅલી અને બક્ષીની સાથે મળી ગયો, ખરેખર સરદાર અનારઅલીખાનની આ મોટી ભુલ ગણી શકાય, કારણ કે, ઉપર પ્રમાણે ગોઠવણ કરવામાં અંકલેશ્વરથી ભરૂચ

સુધી લશ્કર ફેલાએલું હોવાનો જોનારને ભાસ થાય, એટલુંજ નહિ પણ કદાચ અંકલેશ્વરનું લશ્કર હારી જાય, અને શત્રુ ભરૂચ તરફ આગળ વધે, તો ખાલાચોકી આગળની ટુકડી તેને આગળ વધતાં અટકાવી શકે, તેમજ ભરૂચથી તાકીદી મદદ મોકલી તેને મજબુત બનાવી શકાય. વળી ભરૂચ શહેરના રક્ષણ માટે જરૂરી કાર્ય કરવાનો પુરતો વખત મેળવવા વગેરેનો નવાબ સાહેબનો ખાસ હેતુ હોવાનું સ્પષ્ટ જણાઇ આવે છે, પરંતુ કુદરતને કંઈ જુદુંજ મંજુર હોવાથી તે પ્રમાણે થઇ શક્યું નહિ.

હવે નવાબ બહાદુરની ઉપર પ્રમાણેની કારકીર્દીની ખબર કંપની સરકારના કોલાપોશ મી. ગબીરને સુરત પહોંચી ત્યારે તેઓએ પોતાના સાથીદારોને એકઠા કરી જણાવ્યું, કે અમારા તરફથી લડાઇ જાહેર કરવામાં આવી નથી, તે છતાં ભરૂચના નવાબે પોતાનું લશ્કર નદીપાર ઉતારી અંકલેશ્વર સુધી આગળ વધારી દીધું છે. વળી મારા સાંભળવા પ્રમાણે નવાબ મોઅઝ્ઝઝખાન એક બહાદુર સિપાઇ હોવા ઉપરાંત લડાઇના કામમાં પ્રવીણ હોવાથી એક શેર દિલ નવાબ તરીકે લોકોમાં પ્રખ્યાત છે તો કદાચ આપણા તરફથી લશ્કરી હિલચાલ કરવામાં ઢીલ થાય અને એ ઢીલનો લાભ લઇ, અંકલેશ્વરથી આગળ વધી એ લશ્કર વધારે મજબુતી સાથે સુરત સુધી મોકલવામાં આવે, તો તે અશકય તો

નથી. માટે આ બાબતમાં ઘણીજ ઉતાવળે જરૂરી પગલાં ભરવા માટે આપ સર્વે પણ મને સંમતી આપશો.

આથી લગભગ બધાજ સાથીદારોએ મી. ગબીરને પોતાનો વિચાર અમલમાં મુકવાની સંમતિ આપી. એટલે મી. ગબીરે સત્તર હજારના બળવાન લશ્કર અને તોપખાના સાથે વરીઆવ આગળ મુકામ કર્યો. આ વખતે સુરતના નવાબ બક્ષી સાહેબ પણ તેમની સાથે હતા. તેઓએ એક કાગળ લખી નવાબ મોઅઝ્ઝખાંને જણાવ્યું, કે મી. ગબીર કંપની સરકારના મજબુત લશ્કર સાથે સુરતથી નીકળી વરીઆવ સુધી આવી પહોંચ્યા છે, એટલે હવે તમારી અને એમની વચ્ચે લડાઈ શરૂ થવાને ઘણો વખત જશે નહિ, પણ લડાઈ કરવાથી પરસ્પર ઘણું નુકસાન થવાનો સંભવ છે, વળી આપણે બન્ને ઇસ્લામી બંધુઓ છીએ, માટે તમો મારામાં વિશ્વાસ રાખી, મને નાણાંની બાબતમાં અખત્યાર આપી, પરસ્પર સલાહ કરવાનું કામ તમારા તરફથી સોંપવામાં આવે, તો હું ખાત્રીપૂર્વક જણાવું છું, કે આપની અને કંપની સરકારની વચ્ચે કાયમની સુલેહ થઇ શકે, એવો બંદોબસ્ત કરી આપવામાં હું સફળતા મેળવી શકીશ.

તેના જવાબમાં નવાબ મોઅઝ્ઝખાન બહાદુર તરફથી જણાવવામાં આવ્યું, કે ભાઇ અલ્લાહપાક દીનની બોલ બાલા કરે, હું એક સિપાઇ બચ્ચો છું, મોતથી બીતો

નથી, અને મોત વિના કોઈ મરતું નથી, વળી મી. ગબીરને એક વખત મેદાનમાં હાથ બતાવી, ભરૂચ ઉપર ચઢાઈ લાવવાની પુરેપુરી મજા ચખાડવાનો મારો પાકો વિચાર હોવાથી હું સલાહની વાતને પસંદ કરતો નથી.

ઉપર પ્રમાણે સુરતના નવાબ બક્ષી સાહેબ ઉપર કાગળ લખી બીજી બાજુ આ શેરદિલ નવાબ બહાદુરે પોતાના સરદારો ઉપર અંકલેશ્વરથી એકદમ મુકામ ઉપાડી વરીઆવ આગળ જઈ કંપની સરકારના લશ્કર સાથે મુકાબલો કરવાનું તાકીદી ફરમાન મોકલી આપ્યું. એટલે સરદાર હુસનઅલી વગેરે વરીઆવ આગળ ગયા, પરંતુ મી. ગબીર મોજેપરીએ મુકામ ઉપાડી ગએલા હોવાથી તેઓ ઘોડા ફેરવી ફેરવીને આખરે પાછા ફર્યા, આથી ગુસ્સે થઈ નવાબ સાહેબે તેઓને ફરીથી જ્યાં હોય, ત્યાં જઇ અંગ્રેજી લશ્કર સાથે લડાઈ કરવાનો હુકમ કર્યો.

આથી તેઓએ બીજીવાર જઈ અંગ્રેજો સામે લડાઈ જાહેર કરી જેથી અંગ્રેજો તરફથી બે ગોળા ફેંકવામાં આવ્યા. તે ગોળા સીધી કાદરે ઉઠાવી લીધા અને બધું લશ્કર લડાઈ કર્યા સિવાય પાછું ફર્યું. આ હકીકત સીદી કાદરે શાહેરમાં આવી નવાબ બહાદુરને નીવેદન કરી પેલા બે ગોળા રજુ કર્યા આથી શેરદીલ નવાબ અત્યંત ગુસ્સાના આવેશમાં આવી જઈ સીદી કાદરને લાઅનત મલામત કરી સરદાર અનાર

અલીખાન ઉપર સખત ઠપકો લખી મોકલ્યો, એટલે બીજે દીવસે ખાન મજકુરે ભારે દબદબાથી કીમ ઉતરી ચઢાઈની તૈયારી કરવા માંડી પણ મી. ગબીર મોજે પરીએથી નીકળી કઠોરની સરામાં દાખલ થઇ જવાથી ખાન સાહેબનો કંઇ કાબુ ચાલ્યો નહિ એટલે થોડોક સમય આરામ લઇ ખાન સાહેબે લશ્કરની છાવણી ઉઠાવી તેઓ કોશમડી સુધી પહોંચ્યા કે સામેના મેદાનમાં અંગ્રેજી લશ્કરને આવતું જોયું એટલે ઓચીંતો હુમલો કરી દીધો. આથી અંગ્રેજી લશ્કરમાં ખળભળાટ શરૂ થઇ ગયો. અનારઅલીખાને પોતાનો ઘોડો સામે લશ્કરમાં દોડાવી પોતાની તેજ તલાવરથી એવી કતલ ચલાવી કે જોનારના મોંહમાંથી શાબાશ અને આફરીનના ઉદગાર નીકળ્યા વિના રહેજ નહિ. આ પ્રમાણેનો મામલો જોઇ ચાલાક સરદાર મી. ગબીરે પોતાના લશ્કરને સાબીત કદમીથી હઠાવી ઉમરવાડાનું ખલુ પકડી આશરો લેવાથી ખાન સાહેબને લડાઈ બંધ કરી પાછા ફરવાની ફરજ પડી. એટલે તેમણે અસલી જગ્યાએ મુકામ કરી વીગતવાર હકીકત નવાબ બહાદુર ઉપર લખી મોકલી. તે ઉપરથી શેરેદીલ નવાબે જાતે પોતાના લશ્કર સાથે નરમદા નદીના કીનારા ઉપર મુકામ કર્યો, જોકે હજુ સુધી વડોદરાનું લશ્કર ઇદગાહના મેદાનમાં પડેલું હતું, પરંતુ હજુ સુધી શાન્ત પડી રહેલું હોવાથી નવાબ બહાદુરના દીલમાં તેના તરફથી દગો થવાનો શક પેદા થયેલો હોવા

છતાં તેની પરવા નહિં કરતાં આ પ્રમાણે નદી કીનારે જાતે આવીને મુકામ કરવો એજ નવાબ બહાદુરની અલૌકીક હીંમતનું ઉદાહરણ પુરૂં પાડે છે.

નવાબ બહાદુરે નદી પર આવી અનારઅલીખાન, સૈયદ બડુમીયાં, મીરજા મહમદ બેગ, સરદાર બક્ષી હુસન બેગ, જમાદાર શેરખાં ફેઝુલ્લાખાં, શા મીર જમાદાર વગેરેને બોલાવી જુસ્સાદાર ભાષણ કર્યા પછી લશ્કરને રવાના કરતી વખતે સુચના કીધી કે આપણું તોપખાનું લઈ પાયદળ બશીની સરદારીમાં આવેલી ખાડીમાં સંતાઈ રહે અને અનારઅલીખાનના ઘોડેસ્વાર લશ્કરે ઉતાવળે જઈ મી. ગબીરનો મુકાબલો કરવો અને લડતાં લડતાં પાછા એવી રીતે હઠવું કે અંગ્રેજી લશ્કર આવતાં ખાડીના મ્હોંપર આવી જાય અને એ પ્રમાણે થાય કે અરબ અને સીધીઓએ એકદમ તોપોનો મારો શરૂ કરી દેવો અને તેજ વખતે ઘોડેસ્વાર લશ્કરે ચકરાવો લઈ અંગ્રેજી લશ્કર ઉપર પાછળથી હુમલો કરવો અને સાથે સાથે એ પણ જણાવી દીધું કે મારા હુકમનો સંપૂર્ણ અમલ થવો જોઈએ, પરંતુ માણસ ધારે છે કંઈ અને થાય છે કંઇ, મતલબ કે:—

આદમી ચાહતા યે હે કે યેકી હો લેકીન
વોહી હોતા હે જો મનઝુરે ખુદા હોતા હે.

એ નિયમ અનુસાર નવાબ બહાદુરના હુકમોનો અમલ નહિ થવાનો હતો. તેમજ થયું. અને તે એવી રીતે, ઘોડેસ્વાર લશ્કરને આવતાં ખાડી ઓળંગીને આગળ વધતું જોઇ પાયદળ લશ્કરમાંના ઉમંગી અરબ જવાનો ખાડીમાં સંતાઈ રહેવાને બાયલાપણું સમજી એકદમ અલ્લાહો અકબરની ગર્જના સાથે ઉભા થઇ સ્વારોની પાછળ દોડવા લાગ્યા એટલે તેમની દેખાદેખી આખું પાયદળ લશ્કર ખાડીમાંથી નીકળી ઘોડેસ્વાર લશ્કર સાથે ભળી ગયું, એ રીતે ઉમરવાડા સુધી પહોંચી ગયા.

અંગ્રેજી લશ્કર તૈયાર હતું, સામસામા મોરચા બંદી થઈ અને સામસામી તીર છુટવાથી લડાઈ શરૂ થઈ. શરૂઆતમાંજ નવાબ બહાદુરના પાયદળ અરબ લશ્કરના અરબોએ અંગ્રેજી લશ્કરનો મોરચો તોડી જે સામે આવે તેની કતલ કરવા લાગ્યા. આ રીતે અરબોને કતલ ચલાવતાં જોઇ આખું લશ્કર જોશમાં આવી સીપાઈગીરીનો હુનર બતાવવા લાગ્યું. પરંતુ આ જોશના પરીણામે આખું પાયદળ લશ્કર ઘેરાઈ જવાથી અને ચારે તરફથી મારો શરૂ થઈ જવાથી તેમનામાંના ઘણા ખરા માણસો મરવા લાગ્યા. આ રંગ જોઇ સરદાર અનાર અલીખાન પોતાના ઘોડેસ્વાર લશ્કર સાથે એકદમ અંગ્રેજી લશ્કર ઉપર તુટી પડયો અને આ બહાદુર સરદારે એવો સખત મારો ચલાવ્યો કે અંગ્રેજી લશ્કરના પગ ઉખડી

ગયા અને તેમણે નાસવા માંડયું. મી. ગબીર આ મામલો જોઇ લાચારીથી લડાઈ બંધ કરવાની અણી પર હતા કે અંગ્રેજ લશ્કરની મદદે તેમની એક ગારદ ઓચિંતી આવી પડી જેણે તોપ અને બંદુકનો સજ્જડ મારો શરૂ કરી દીધો. જેના પરીણામે સીધી અબ્દુલ્લાહ, સરદાર બખ્શી, સીધી શેખન વગેરે બહાદુર નવાબના બહાદુર સરદારો જખમી થયા અને મીરઝા હુસેન બેગ જે લશ્કરમાં સ્થંભ રૂપ હતો તે માર્યો ગયો અને નવાબ બહાદુરના લશ્કરમાં ભંગાણ પડયું. મતલબ કે ઘણાં ખરા માણુસો લડાઇમાં માર્યા ગયા અને જેઓ જીવતા રહ્યા તે નાસીને ડોસા તલાવડી ઉપર જયાં નવાબ સાહેબનો મુકામ હતો ત્યાં જઈ લડાઇની તમામ હકીકતથી તેઓને વાકેફ કર્યાં, પરંતુ નવાબ બહાદુરે આથી નીરાશ નહિ થતાં પોતાના સીપાઇઓની બહાદુરીના વખાણુ કરી તેમના ઉત્સાહને વધાર્યો અને પોતે તમામ માણુસોને લઈ ભરૂચમાં આવી શહેરનો દરવાજો બંધ કરી જોઇતો બંદોબસ્ત કરવાના કામમાં મંડી ગયા.

આ તરફ અંગ્રેજી લશ્કર અંકલેશ્વર સુધી આવ્યું તે વખતે મી. ગબીરને ખબર મલી કે સુરતથી નીકળેલો દરીઆઇ કાફલો ભાડભુત સુધી આવી પહોંચ્યો છે. આ ઉપરથી મી. ગબીરે પોતાના લશ્કર સાથે ગામ દાવે મુકામ રાખી થોડી તોપો અને માણુસો સાથે ભરૂચની સામી બાજુએ આવેલા

ટાપુ પર આવી શહેર ઉપર ગોળાબારી શરૂ કરી દીધી. આ વખતે દરીઆઇ કાફલો પણ આવી ચુકયો હતો. તે કાફલામાં હોડીઓ ઉપર ૧૧ તોપો ચઢાવી ૨૪ કલાક સુધી શહેર ઉપર ગોળાબારીથી ૭ માણુસો મરણ પામ્યાં અને ૫–૬ મકાનોને નુકસાન થયું જેથી બીજે દિવસે નવાબ બહાદૂરે મલેક મુર્તઝા અંકલેશ્વરીને બોલાવી તેના તાબાના કોળી લશ્કર સાથે અંગ્રેજો ઉપર હુમલો કરવાનો હુકમ કર્યો પરંતુ તેમની હિંમત ચાલી શકી નહિ એથી ઉલ્ટું અંગ્રેજોએ પોતાની અર્ધા મણ અને પોણા મણના ગોળા છોડી શકે એવી બે તોપોને શહેર નજદીક લાવી મારો શરૂ કરવાથી કીલ્લાનો હઝારી બુરજથી મલબારી દરવાજા સુધીનો ભાગ ટુટી પડયો પરંતુ શહેરના જવાંમર્દોએ તાત્કાળિક લાકડાઓ ગોઠવી તુટેલો ભાગ બંધ કરી દીધો. આથી અંગ્રેજી લશ્કર શહેરમાં દાખલ થઈ શકયું નહિ, જેથી બીજે દીવસે મજકુર લક્કડકોટ પણ તોડી નાંખ્યો અને શેરદિલ નવાબના માણસોએ ફરી પણ રસ્તો બંધ કરી દીધો. આ પ્રમાણે સત્તર દીવસ સુધી ચાલ્યુ પરંતુ પરીણામ સુન્યમાં આવ્યું. જ્યારે આશરે તરફ લગભગ છ ઘડી દીવસ બાકી હતો તે વખતે નવાબ બહાદુર તરફની તોપોનો એક ગોળો અંગ્રેજોના દારૂખાનામાં પડવાથી તે સળગી ઉઠયું અને સાંજ સુધીમાં બધુ દારૂખાનું બળી જળીને ખલાસ થઈ જવાથી લાચાર થઇ મી. ગબીરને લડાઈ બંધ કરવી પડી.

# સંધી

ઉપર પ્રમાણે પરિણામ આવ્યાથી મી. ગબીરે સુરતના નવાબ બખશીની સલાહથી વખતને માન આપી સંધીના કહેણુ સાથે હીરજી નામના માણસને મછવામાં બેસાડી કાસદ તરીકે ભરૂચના શેરદિલ નવાબની હુજુરમાં મોકલ્યો. તે ઉપરથી ઉદાર અને સુલેહ પસંદ નવાબ મોઅઝઝઝખાન બહાદુરે કોઈ પણ પ્રકારની શરત વિના સુલેહ મનજુર રાખી. મી. ગબીરને સુરત પહોંચતા સુધી કોઈ પણ તકલીફ નહિ આપવાની ખાત્રીના પેગામ સાથે પોતાના દિવાન લલ્લુને અંગ્રેજી લશ્કરમાં મી. હીરજી સાથે રવાના કરવામાં આવ્યો. એજ વખતે વડોદરાથી ફતેહસીંગ ભરૂચ પોતાના લશ્કર સાથે પહોંચ્યો હતો તેણે અંગ્રેજી લશ્કર પાછું જવાની ખબર પડવાથી મી. ગબીર ઉપર છુપો સંદેશો મોકલી કહાવ્યું કે હું તમારી મદદ માટે આવ્યો છું. મારો મુકામ ઝાડેશ્વર આગળ છે. તમો સુરત પાછા જવાનો વિચાર માંડી વાળી વળતો હુમલો કરો અને પશ્ચીમ તરફથી હુમલો કરી નવાબને કેદ કરી ભરૂચનો કીલ્લો કબજે કરીએ, પરંતુ મી. ગબીરે રોકડો જવાબ આપ્યો કે સંધી થયા પછી એક મરદ બચ્ચાને છાજતું નથી કે તે દગો કરી પોતાની બહાદુરીને બટ્ટો લગાવે. હું તમારા પેગામને તિરસ્કાર સાથે રદ કરૂં છું. આ રીતે એક તરફથી નીરા શાજનક જવાબ મળવાથી ફતેસીંગે

ભરૂચના નવાબ ઉપર કહેણ મોકલ્યુ કે તમો અંગ્રેજોને સહી-સલામત જવા દેવામાં સખત ભુલ કરો છો. હું તમારી મદદ માટે તૈયાર છું. તમો અને હું પોતપોતાના લશ્કર સાથે નદી પર જઈ અંગ્રેજોની પુંઠ પકડી પાછળથી મારો ચલાવીએ. અને સપૂર્ણ ફતેહ પ્રાપ્ત કરીએ પરંતુ નવાબ બહાદુરે પણ તેની વાત માન્ય નહિ કરતાં જવાબમાં જણાવ્યું કે મારે જે કંઇ કરવાનું હતું તે ચાલુ લડાઈ વખતે કરી ચુકયો છું. હવે લાઝીમ નથી કે વિશ્વાસઘાત કરી મારી જાત, ખાનદાન અને ધર્મને બદનક્ષીનો દાગ લગાડું એ મારાથી તો શું જે પોતાને મરદ કહેવડાવવા માગતો હોય એવા કોઇ પણ મનુષ્યથી બની શકે એમ તો નથીજ માટે હું તમારી વાતનો સ્વીકાર કરવાને બદલે તમને રજા આપું છું. આશા છે કે તમો વડોદરા તરફ ઉઠાવ કરી જશો. ખરેખર આ જવાબથી નવાબ બહાદુરની શેર દિલીની સાબીતી મળી શકે છે.

## જીયારત

હવે મી. ગબીર કોઇપણ જાતના ભય વિના દિવાન લલ્લુ સાથે સુરત સુધી પહોંચી ગયા અને આ તરફ ભરૂચ ઉપરની લડાઈનું વાદળ વિખરાઇ જવાથી શહેર વાસીઓએ પોતાના પેદા કરનારની બંદગી કરી શુકના સીજદા, આનંદોત્સવની ઉજવણી કરી મજકુર ક્રિયામાં કુમકે આવેલો લાલખાંન રોહીલો પોતાના

લશ્કર સાથે તેમજ ધોળકાથી આવેલાં સીંધી પઠાણ અને અરબો મળી લગભગ વીસ હઝાર માણસોએ પણ ભાગ લીધો હતો.

થોડા સમય પછી આ ધર્મ ચુસ્ત શેરદિલ નવાબ તમામ લશ્કર સાથે ધામધુમથી પ્રથમ મખદુમ શાહ શરફોદીન સાહેબના મકાન પર જઈ ત્યાં પીર નસરૂદીન જમાલ (રહ.)ની દરગાહ પર ફાતેહા પડી ત્યાંથી પીર પાલુદા (રહ.)ની ટેકરી પર આવી નઝરો નીયાઝથી પરવારી ત્યાંથી ગંજે રેહાન ઉર્ફે બાબા રેહાન (રહ.)ની દરગાહ પર આવી ફાતેહાખાની પછી ઘણીજ આજીજી સાથે મતલબ બરઆરી માટે મદદ ચાહી ત્યાંથી નવાબ સાહેબ હાથી ઉપર સ્વાર થઈ પીર છતર (રહ)ના મઝારના પંગેથીએ એક પાણીનો ચશમો હતો તેમાંથી તમામ લશકરને પાણી પીવાની રજા આપી. આથી બધા લશકરે પાણીથી પોતાની તરસ મટાડી પરંતુ ચશમાનું પાણી હતું તેટલુ ને તેટલુ કાયમ જણાયું. ત્યાંથી મખદુમ સૈયદ કમાલ (રહ) ની કબર પર ફાતેહા પડી ઈદિગાહની નજદીક ગંજે શહીદ (રહ) ની તુરબત પર આવી ફાતેહા ખાનીથી ફારેગ થઇ નદીને રસ્તે દરીયાઈ વહાણોને રસ્તો બતાવનાર પીર બાબા જમન (રહ) ના રોઝા પર આવી ફાતેહા પછી થોડો વખત આરામ કરી ત્યાંથી અબ્દુલ્લાહ શાહ મુરશદથી શરફ હાસલ કરી, શહેરમાં જાદુગરોની પાયમાલી કરનાર પીર એદરૂસ

સાહેબ (રહ.)ની દરગાહ શરીફમાં આવી ઘણુજ અદબથી ફાતેહા પડી ત્યાંથી નરમદા નદીને શહેરની લગોલગ લાવી મુકનાર હાજી પીર કીરમાની (રહ.)ની દરગાહ પર આવી પહોંચ્યા. આ વખતે સ્વારી જોવા માટે કીલ્લા ઉપર માણુસોની ઠઠ જામેલી હતી. ખરેખર આ વખતે નવાબ બહાદુર પાસે વીસ હઝારથી પણુ વધારે લશ્કરનો જમાવ થયેલો હોવાથી તેમજ નજદીકમાં અંગ્રેજો સાથે લડાઇ થયેલી હોવાથી નાણુંની તંગી જરૂર હતી છતાં લશ્કરને અડધો પગાર ચુકવી આપ્યો. આ વખતે લડાઈનો ભય મટી ગયેલો હોવાથી શહેરમાં શાન્તી સાથે વેપાર રોજગારની છલબલ નઝરે પડતી હતી.

# મુંબઈની મુલાકાત

આખી રાત્રીની શાંન્ત નિંદ્રામાંથી જાગ્રત થઈ પક્ષીઓ પોતાના સરજનહારના ગુણુગાન ગાવામાં પોતાની અલૌકીક ભાષાનો ઉપયોગ કરતાં આમતેમ ઉડી આનંદ પમાડી રહ્યાં છે. લોક પોતપોતાના ઘરોમાં ઓટલાઓ ઉપર લગભગ એક બીજાની સામસામાં બેસી દંત ધાવનની ક્રિયામાં રોકાયલા હોવા છતાં આનંદિત વાર્તાઓમાં પોતાના મન રીઝવી રહ્યા છે. જ્યારે નદી ઘાટ પર એક તરફ પુરૂષો અને બીજી તરફ સુંદરીઓ સ્નાન આદિ કામમાં રચ્યાં પચ્યાં જણાય છે. વહાણોમાં માલની ચઢ ઉતર વખતે ટંડેલ લોકો પોતાની

નવિન ભાષામાં રાગ ચલાવી તમાશગીરોનું ધ્યાન ખેંચી રહ્યા છે. આ એક અત્યંત રમણીય સવારે નવાબ બહાદુર પોતાના દરબારમાં સિંહાસનરૂઢ થયેલા જણાય છે. ડાબી જમણી બાજુએ ઉમરાવોની ઠઠ જામેલી છે. સામી બાજૂ આલીમો પંડિતો અને સોદાગર લોકોએ લીધી છે. આનંદી ચર્ચા ચાલી રહી છે. એવા વખતમાં પહેરાવાલાએ કુરનેસ બજાવી લલ્લુ દિવાનના આવ્યાની ખબર આપી. નવાબ બહાદૂરનું ધ્યાન પોતાની તરફ ખેંચ્યુ. દરબારમાં આવ્યાનું ફરમાન થયેથી લલ્લુ દિવાને હાજર થઈ ગુંઠણ સુધી નમી સલામીની રસમ અદા કરી એક પત્ર નવાબ બહાદુરના ચરણોમાં મુકી પોતે અદબથી એક જગાએ બેઠક લીધી. એટલે નવાબ બહાદુરના હુકમથી મીર મુનશીએ પત્ર હાથમાં લઈ પ્રથમ વાંચી લઇ અરજ કરી કે જહાંપનાંહ ! આ પત્ર મી. ગબીર તરફનો છે. તેઓ જણાવે છે કે નવાબ બહાદુર સાથેની લડાઇમાં દારૂખાનું બળી જવાથી કંપની સરકારને ભારે નુકશાન થયેલુ હોવાથી રૂા. ૪)લાખ મોકલી આપશો. અહીં એક વાત જણાવવી જરૂરી જણાય છે અને તે એ કે દિવાન લલ્લુ સુરતથી નીકળ્યો તે વખતે શેઠ ધનજી અને મંન્ચેરજી પણ તેની સાથે હતા. અને તેઓ આમ કામરેજમાં વડોદરાવાલા ફતેહસંગના દિવાન ખાલુબાની મુલાકાતે ગયા હતા. આ મુલાકાતનો શું હેતુ હશે તેની ભરોસા પાત્ર સાબિતી મલી શકતી નથી, છતાં લલ્લુ કંઇ

દગાથી રમત રમતો હોય એવો શક તો જરૂર પડે છે, કારણ કે નવાબ બહાદુરે કોઈ વખતે કોઈ કારણથી ગુસ્સે થઈ લલ્લુને કેદ કરેલો તે કેદમાંથી છુટવા બદલ તેને રૂા. ૨) લાખનો દં ભરવો પડયો હતો. ખેર ગમે તેમ હોય પણ મી. ગબીરનો પત્ર લઈ લલ્લુનું આવવું એજ એના તરફથી શકમય થવાને પુરતુ છે. પરંતુ નવાબ બહાદુરે તો દિવાન લલ્લુ તરફ બીલકુલ અણગમો દર્શાવ્યો નહિ. મી. ગબીર ઉપર તેમના પત્રમાં જણાવેલી માંગણીનો અસ્વીકાર કરી ઠપકો પણ લખી મોકલ્યો. આથી મી. ગરીબે મુંબઈ કંપની સરકારના જનરલ ઉપર વિગતવાર હકીકત લખી જણાવી તે ઉપરથી ચાલાક જનરલે એક કાગળ લખી નવાબ બહાદુરની બહાદુરીના વર્ણન સાથે મીત્રતાઈ મજબુત કરવાના કારણે મુંબઈ પધારી કંપની સરકારના મહેમાન થવાનું આમંત્રણ કર્યું.

તેના જવાબમાં નવાબ બહાદુરના તરફથી સલામો અલેક બાદ જણાવવામાં આવ્યું કે કંપની બહાદુરના મહેમાન થવાને હું પોતાને ભાગ્યશાળી સમજું છું. પરંતુ મને સંદેહ છે કે કદાચ આપ સાહેબ તરફથી નાણાંની અથવા પુરજાની માંગણી કરવામાં આવે તો તે મારાથી સ્વીકારી શકાશે નહ અને તેમ કરતાં આપણી સંધીમાં ભંગાણ પડવાનો ભય રહે છે. માટે પ્રથમ એ બાબતનો ખુલાસો થવાની ખાસ જરૂર છે.

આ ઉપરથી બાહોશ જનરલ સાહેબે નવાબ બહાદુરનો ભય દુર કરી સંતોષકારક જવાબ લખી મોકલ્યો જેથી બીજી

વાર નવાબ સાહેબે પોતાની આજુબાજુ દૂશ્મનો વિશેષ પ્રમાણમાં હોવાથી તેઓ તરફથી દગો થવાનો ભય બતાવતાં પોતે એક સ્વતંત્ર રાજકરતા તરીકે પોતાના વાવટા નિશાન સાથે મુંબઈ આવ્વાની માંગણી રજુ કરી તેનો પણ સંતોષ-કારક જવાબ મળવાથી નવાબ બહાદુરે આમંત્રણનો સ્વિકાર કરી પોતે મુંબાઇ આવવાને તૈયાર હોવાથી મી. મારલી સાથે કેટલાક વહાણો મોકલવા લખી જણાવ્યું એટલે મી. જનરલ હોર્નબી સાહેબે કેટલાક વહાણો જરૂરી સામાન સાથે મી. મારલી અને શેઠ નવરોઝજીની આગેવાની નીચે ભરૂચ તરફ મોકલી આપ્યા.

જ્યારે આ કાફલો ભરૂચ આવ્યો તે વખતે નવાબ સાહેબ પોતાના સ્વર્ગવાસી ઉસ્તાદ મહમદ હુસન ઉર્ફે શાહ સાહબમીયાંની ચાલીસાની ક્રીયામાં રોકાયલા હોવાથી મી. મારલી વિગેરેને બે દીવસ સુધી રોકાવુ પડયું અને ત્રીજે દીવસે શહેરમાં દાખલ થઈ નવાબ સાહેબની મુલાકાત લીધી. નવાબ સાહેબે મી. મારલી વિગેરેની ઘણીજ ખાતર બરદાસ્ત કરી પોતાનું લશ્કર અને જોવા લાયક સ્થળોની મુલાકાત કરાવી. થોડા દીવસ આનંદોત્સવમાં ગાળી ઉત્તમ પ્રકારની પરોણાગતથી તેઓને ખુશી કર્યા. પછી મુંબઈ જવાની તૈયારી કરવા માંડી. પ્રથમ પોતાની ગેરહાજરીમાં દરબારી કામ નહનુજી અને મહમદ શરીફના હસ્તક મુકી તે ઉપર મહમદ

બેગ અને દિવાન લલ્લુને દેખરેખ રાખવાનું જણાવ્યું. સરદાર બખશીને પોતાના લશ્કર સાથે તેમની મદદમાં હરવખતે તૈયાર રહેવાનો હુકમ કર્યો. પુરજાનો કારોબાર સૈયદ મીયાંકાજીને સોંપવામાં આવ્યો અને મીર ફેજુ, મીરઝાં અશરફબેગ, મીરઝાં કાદરબખશ અને દીલદારબેગને શહેર બંદોબસ્તનું કામ સોંપવામાં આવ્યું. એજ પ્રમાણે શહેર બહારના પરાઓની સંભાળ લેવાની જરૂરી તાકીદ સાથે જગ્યાએ જગ્યાએ લશ્કરી ટુકડીઓ ગોઠવી દીધી. એ ઉપરાંત કેટલીક અગત્યની સુચના કરી પ્રથમ લશ્કરી પાયગાને જમીન માર્ગે રવાનાકરી પોતે, મીરઝાં નઈમબેગ, મીરહમીદ, સરદાર અનાર અલ્લીખાંન, મુજફરૂદીન, નજમુદીન, અબ્બાસઅલી, શેખ શમસોદીન સૈયદ મહમદ, સૈયદ બુરહાન, સૈયદ ગુલામમહમદ, શેખ રજી, શેખ નીઝામ, જહાંદરખાંન, સૈયદ ગુલામઅલી, નામદારખાંન, મીરકલાં, મીરમીયાં, અબ્દુલ વાહેદ વગેરે દરબારીયો તેમજ નોબત નીશાન અને કર્ણાટીક ઝુંડા સાથે અલ્લાહનું મુબારક નામ લઈ વહાણો ઉપર સ્વાર થયા.

આ વખતે નદી કીનારે તમાશગીરોના હૃદયના ઉમળકા સાથેના મુબારક સલામતના પોકારોથી ચારે તરફથી પુષ્પોની વૃષ્ટી થવાથી નોબત અને શરણાઈના સુર અને તોપોના ગગનભેદી અવાજોથી જોવા જેવો દેખાવ નજરે પડતો હતો.

હવે મી. મારલીના હુકમથી વહાણવટીઓએ સઢ ખોલી દીધા, એટલે હવાની જોરે પાણીની સપાટી ઉપર સણુસણુ: કરતાં વહાણો ચાલવા લાગ્યા. લગભગ સાંજના વખતે આ શાનદાર કાફલો સુરતના બારામાં પહોંચ્યો. ત્યાં મુકામ કરી એક રાત સુખચેનમાં ગુજારી બીજે દીવસે લંગર ઉઠાવી આગળ રવાના થયા. આ વખતે પીઠનો પવન હોવાથી બે અઢી દીવસમાં મુંબઇથી ત્રણેક માઇલ દુર માહીમના મેદાનની સામે વહાણોનો લંગર કરી મી. મારલીએ નવાબ બહાદુર સાથે આવી પહોંચ્યાના સમાચાર જનરલ સાહેબ ઉપર શેઠ નવરોઝજી સાથે મોકલી આપ્યા. આથી કૌન્સીલ મેમ્બરોને સામે લેવા મોકલ્યા. તેઓ ઘણુંજ માન અકરામ સાથે નવાબ બહાદુરને મુંબાઇના બારામાં લઇ [આ ત્યાં આ વખતે જનરલ સાહેબના હુકમથી નવાબ બહાદૂરના માનમાં તોપોના અવાજો થયા અને બંદરથી મુલ્લાંની હવેલી સુધીનો રસ્તો શણગારી રસ્તાની બન્ને બાજુ લાઇન સર પલટનો ઉભી કરવામાં આવી હતી.

હવે નવાબ બહાદૂર વહાણમાંથી ઉતરી પોતાના માણસો સાથે જનીન પર આવી પોતાને માટે તૈયાર રાખેલી સોનાની પાલખીમાં સ્વાર થયા પછી સાથેના માણસો પણ ગાડી પર સ્વાર થયા એટલે ઘણુંજ દબદબાથી ઝુંડા નીશાન સાથે સ્વારી આગળ વધી.

જનરલ હોર્નબી સાહેબના મકાન પાસે આવી ઉભી રહી, એટલે જનરલ સાહેબ પોતે ઉઘાડે માથે સામા આવવા લાગ્યા. તેમને જોઈ નવાબ બહાદુર પોતાની પાલખીમાંથી નીચે ઉતરી તેઓ સાહેબ સાથે બગલગીર થયા. આ જોઇ તમામ માણસો પોત પોતાની સ્વારીમાંથી ઉતરી પડયા એટલે આગળથી કરી રાખેલા ઠરાવ પ્રમાણે જનરલ સાહેબના મકાનમાં સર્વે સાથે ટીપાર્ટીનો રંગ જમાવી અર્થાત ચાહ કાવાને ઇનસાફ આપતાં પરસ્પર આનંદી વાર્તાલાપમાં કેટલો વખત પસાર કરી જનરલ સાહેબે પોતાને માટે લીધેલી તકલીફ બદલ તેઓ સાહેબનો ઉપકાર માની મુકામ ઉપર જવાની રજા માંગી, જેના જવાબમાં જનરલ સાહેબે નવાબ બહાદુરની સભ્યતાભરી વર્તણુકની તારીફ કરતાં પોતાના આમંત્રણનો સ્વીકાર કરી મુંબાઈ સુધી પધારવા બદલ વળતો ઉપકાર માની યોગ્ય શબ્દોથી વિદાયગીરી આપી એટલે નવાબ બહાદુર પોતાના માણસો સાથે આગળથી ઉતારા માટે નક્કી કરી રાખેલી મુલ્લાંની સુશોભિત હવેલીમાં જઈ મુકામ કર્યો જ્યાં પ્રથમથીજ દરેક જાતનો જરૂરી મહેમાનીનો સામાન પહોંચતો કરવામાં આવેલો હોવાથી કોઇને કોઇ પણ જાતની લેશ પણ અગવડ નહોતી.

રિવાજ પ્રમાણે બીજે દિવસે જનરલ હોર્નબી સાહેબ જ્યારે નવાબ બહાદુરના મુકામપર તોઓની વલતી મુલાકાતે

પધાર્યા તે વખતે નવાબ બહાદુર તરફથી બતાવવામાં આવેલી સભ્યતાથી અત્યંત ખુશ થઈ તેઓની ઉત્તમ રાજનિતીનાં સુંદર ભાષામાં વખાણ કરી હસ્તે ચેહરે વિદાય થયા. આ રીતે રોજ રોજ પરસ્પરની મુલાકાતો થતી એ ઉપરાંત મુંબાઈના નામાંકીત ગ્રહસ્થો જેવા કે મહમદ શરીફ, મુલ્લાં ફખરોદીન વગેરે લોકો પણ નવાબ બહાદુરની ખીજમતમાં પ્રસંગોપાત હાજર થઇ મુલાકાતનો લાભ લેતા હતા. આ પ્રમાણે લગાતાર મુલાકાતો ચાલુ હતી તેમજ એક મુલાકાત માટે જનરલ બહાદુરના આમંત્રણથી નવાબ બહાદુર એકલાજ કોઇ પણ જાતનો ભય રાખ્યા શીવાય તેઓ સાહેબના મકાનપર ગયા ત્યાં જનરલ સાહેબે કમ્પાઉન્ડમાં આવેલા બગીચામાં નવાબ સાહેબને બેઠક આપી હતી.

આ વખતે જનરલ સાહેબના પત્ની અને પુત્રી પણ હાજર હતા તેઓ પૈકી જનરલ સાહેબ નવાબ બહાદુરની સામી બાજુએ, તેઓના પત્ની જમણી બાજુએ અને પુત્રી જેની ઉમર લગભગ ૧૫ વરસની હતી તે ડાબી બાજુએ બીરાજેલાં હતાં. આ વખતે નવાબ બહાદુરને કોઇ વખત જમણી તરફ તો કોઈ વખત ડાબી તરફ અને કોઇ વખત સામી બાજુએ પોતાની ગરદન ફેરવી ચાલી રહેલા વાર્તાલાપમાં જરૂરી ભાગ લેતા જોઇને જનરલ સાહેબને આનંદ સાથે આશ્ચર્ય થતું એ દરમ્યાન અસરની નમાઝનો

વખત થવાથી નવાબ સાહેબે પોતાના ખીજમતગારને બોલાવી મુસલ્લો પાથરવા હુકમ કર્યો, તે પાથરવા જતાં હાથની ઝડપ લાગવાથી આસરે ત્રણ હજાર રૂપીયાની કીમતનું એક સુશોભિત ઝાડ તુટી કકડે કકડા થવાથી તે બિચારો ભયના મારે ધ્રુજવા લાગ્યો પરંતુ ઉદાર મનના જનરલ સાહેબે તેને દીલાસો આપી પોતાને હાથે મુસલ્લો પાથરી આપ્યો, જે ઉપર શાંતીથી નમાઝ અદા કરી પોતે એક ખુદાથી ડરનાર અને મખલુકથી નીડર હોવાની સાબીતી આપી. ચાહુ કાવાને ઇન્સાફ આપી નવાબ બહાદૂર પોતાને મુકામે જવા વિદાય થયા. આ પ્રમાણે પરસ્પરની મહેમાનીયો અને જુદી જુદી રમણીય જગ્યાઓ જોવામાં અર્થાત ખુશાલીમાં વખત પસાર થતો હતો. એવામા ખબર મળી કે જમીન માર્ગેથી જે સરસામાન આવતો હતો તેને પેશ્વાઈ સુબા તરફથી રોકાવામાં આવ્યો છે. જે સામાનને નહિ રોકતાં મુંબઈ મોકલી આપવાનું જનરલ સાહેબ તરફથી કહેવડાવ્યા છતાં તેનો અમલ થયો નહિ. આથી લાચારીએ મજકુર સુબાનો કોઇ સગો મુંબઈ આવ્યો હતો તેને નવાબ બહાદુરે કેદ કરી કહેવડાવ્યું કે મારો સામાન સહીસલામત મુંબઇ પહોંચતો કરવામાં આવશે તોજ તમારા સગાને કેદ મુકત કરવામા આવશે, જેનો બંને તરફથી સંપુર્ણ અમલ થવાથી સુબા સાથે શાંન્તી કાયમ રહી, પરંતુ આ તરફ એક દિવસેં જનરલ હોર્નબી સાહેબના

મકાનમાં સભા મળેલી જેમાં જનરલ સાહેબ ઉપરાંત તમામ કાઉન્સીલરો પણ હાજર હતા. તેમાંનો મુખ્ય કાઉન્સીલર મી. વેડરબન જે એક નવજવાન હતો. તેણે મી. ગબીર અને નવાબ બહાદૂર વચ્ચેની લડાઈની વાત ઉપાડી જેને અંતે મજકુર કાઉન્સીલર અને નવાબ બહાદુર વચ્ચે ઉશ્કેરણી ભર્યા વાદવિવાદ થવાથી પરસ્પર કડવાશના બી રોપાયા. એવામાં ભરૂચથી નવાબ બહાદુરને બોલાવવાનો કાગળ આવ્યો જેથી તેઓએ પોતાના વતન જવા જનરલ સાહેબને માંગણી કરી. જનરલ સાહેબે હજુ થોડો વખત મહેમાન તરીકે રેહવાનું ઘણું ઘણું સમજાવ્યા છતાં પણ જ્યારે માન્યું નહિ તો છેવટે તેઓએ જણાવ્યું કે અમારો વિચાર ગુજરાત સર કરી તે ઉપર કંપની સરકારનો અમલ કાયમ કરવાનો છે. અને તેમાં તમારા જેવા એક બહાદૂર અને શેરદિલ નવાબની મદદની હમને ઘણીજ જરૂર છે માટે તમો કબુલ કરો તો તમારી આગેવાની નીચે એ કામ શરૂ કરીયે અને ફત્તેહમંદ ફળીભુત થઈએ તો આખા ગુજરાતના સુબા તરીકે તમારી નીમણુંક કરવાની તમને ખાત્રી આપું છું.

તેનો ઇન્કાર કરતાં નવાબ સાહેબે જણાવ્યું કે પ્રથમતો મને મુલક વધારવાનો લોભ નથી. હું મારી હાલની સ્તીથીમાં સંતોષી છું. બીજું ગુજરાત, ગાયકવાડ, પેશ્વાના તાબામાં છે જેની સાથે મારે મૈત્રીનો સંબંધ છે. આથી હું આપની

વાતનો સ્વીકાર કરી મીત્ર દ્રોહી થવા ઈચ્છતો નથી. સદરહુ જવાબથી જનરલ સાહેબને નિરાશ થયેલા જોઈ મુખ્ય કાઉન્સીલર મી. વેડરબન તરફથી ભરૂચ લડાઇ વખતે દારૂખાનું બળીજવાથી કંપની સરકારને ભારે નુકશાન ભોગવવું પડયું છે. તે નુકશાનીનો ખાડો પુરવામાં રૂા. ચાર લાખની મદદ આપવાની દરખાસ્ત રજુ કરતાં તેણે નવાબ સાહેબને જણાવ્યું કે મારી દરખાસ્ત રદ કરવામાં આવશે તો કંપની સરકાર સાથેની આપણી દોસ્તીનો અંત આવ્યા ઉપરાંત ભરૂચ ઉપર બીજી વખત હુમારે ચઢાઇ કરવાની ફરજ પડશે. આથી નવાબ બહાદુરે ગુસ્સાના આવેશમાં ગર્જના કરી સાફ શબ્દોમાં જણાવી દીધું કે હું તમારી વાતનો તિરસ્કાર કરી તેની સાથેજ ભરૂચ ઉપર ચઢાઈ લાવી મારી તલવારનો સ્વાદ ચાખવાને આમંત્રણ કરૂં છું.

આ વખતે નવાબ બહાદુરનું ઉગ્ર સ્વરૂપ નિહાળી તેઓ એક શેરદિલ અને બહાદુરીમાં અજોડ પુરૂષ હોવાની સભાજનોને ખાત્રી થએલી હોવીજ જોઇયે.

આ પ્રમાણે રંગ બગડેલો નિહાળી ચતુર જનરલ હોર્નબી સાહેબે કે જેઓ, આટલી મુદતમાં નવાબ સાહેબનો પ્રેમ જીતી ચુકયાં હતા, આવી સ્તીથીમાં પણ પોતાની મીઠી વાણીથી બહાદુર નવાબને સમજાવી શાન્ત કરી શકયા, જેના પરિણામે રૂપીયા ચાર લાખની રકમ બે વરસની મુદતમાં

આપવાની કબુલાત આપી કરારનામું લખી પરસ્પર સહીયો કરી તેની એક એક નકલ પોતાની પાસે રાખી.

કરારનામાની મતલબ એવી હતી કે કંપની સરકારને થયેલી નુકસાની બદલ ભરૂચના નવાબ મોઅઝઝઝખાન બહાદુર દર ૬ મહિનાના હપ્તાથી રૂપીઆ ચાર લાખ પુરા કરી આપે જે પછી કંપની સરકાર બીજી કંઈ પણ માંગણી કરે નહિ અને જરૂર પડે ભરૂચના બચાવના અર્થે કંપની સરકાર તરફથી નવાબ બહાદુરને લશ્કરી મદદ આપે. તેમજ મુંબાઈ સરકારને જરૂર હોય ત્યારે નવાબ બહાદુર બનતી મદદ આપે. ઉપર પ્રમાણે સંધીનું કામ પુર્ણ થયેથી નવાબ બહાદુરે વિદાયગીરીની ઈચ્છા પ્રદર્શિત કરી એટલે ખુશીથી વિદાયગીરી આપતાં જનરલ સાહેબે કરાર પ્રમાણે અમલ કરવાની ખાસ સુચના કરી.

# વિદાયગીરી

જનરલ સાહેબ અને કાઉન્સીલરોથી વિદાય થઈ નવાબ બહાદુર પોતાને ઉતારે પધાર્યા જે વખતે સફરની પુરેપુરી તૈયારી થઈ ચુકી હતી. આ તરફ મુંબાઈ સરકાર તરફથી પણ જોઈતા બંદોબસ્ત માટે તેમજ નવાબ બહાદુરના માનાર્થે રસ્તાની બન્ને બાજુએ હારબંધ સીપાઈયો ગોઠવી દેવામાં આવ્યા હતા. શહેરમાં લોકોને ખબર પહોંચેલી હોવાથી

શ્રીમંત શેઠીયાઓએ અને આબરૂદાર ગ્રહસ્થોએ પણ હાજરી આપી યોગ્ય સનમાન આપ્યું. હવે નવાબ બહાદુર પોતાના દરબારીયો અને રસાલા સાથે સ્વાર થયા કે તરતજ તેમના માનમાં તોપોના ધડાકા શરૂ થવા ઉપરાંત તમાશગીરોએ મુબારક સલામતના પોકારોથી આકાશ ગર્જાવી મુકયું.

નવાબ બહાદુર હસ્તે મુખડે લોકોની સલામ ઝીલતા હસ્તમેળાપ કરતાં રાજમાર્ગે થઈને બંદર ઉપર આવી પહોંચ્યાં. ત્યાં જનરલ સાહેબ તેઓના સ્ટાફ સાથે હાજર હતા. તેમણે યોગ્ય સન્માન સાથે પ્રથમથી શણગારી તૈયાર રાખેલા મછવામાં નવાબ બહાદુરને તેમના સાથીદારો મીરઝા નઈમ બેગ, અઝીમુદીનખાન, સૈયદ બડુમીયાં, સરદાર અનાર અલીખાન, સૈયદ ગુલામ મહમદ, સૈયદ શાહસાહબમીયાં, સૈયદ અબ્બાસઅલી વગેરે સાહેબો સાથે બેસાડવામાં આવ્યા તેજ વખતે ફરીથી તોપોના અવાજ કર્યા અને મછવો આગળ ચાલવા લાગ્યો. રસ્તામાં જે વહાણો મળતાં તેમાંથી સલામીની તોપોના અવાજ થતાં. એવી રીતે મુખ્ય જહાઝ સુધી આવી પહોંચ્યા, તે ઉપર સ્વાર થઈ પોતાના બન્ને હાથો ઉભાં કરી કીનારા ઉપરના લોકોથી છેલ્લી વિદાય લીધી. આ પછી બાકીના માણસો અને સરસામાન વહાણો ઉપર ચઢાવી આશરે બે ઘડી દિવસ બાકી હોવાથી વહાણ ઉપર અસરની નમાઝ કરી અદા અલ્લાહપાકની અંતકરણથી બંદગી કરી કાફલો

આગળ ચાલવા માંડયો. આ વખતે સામી બાજુનો પવન હોવાથી ઘણીજ ધીમી ચાલથી આગળ વધવા માંડયું. આ રીતે લગભગ એક અઠવાડીયે સુરત આવી પહોંચ્યા ત્યાં મી. ગબીરનું વહાણુ કે જેમાં બેસી તે મુંબાઈ જતો જોવામાં આવ્યો તે ઉપરથી તપાસ કરતાં બીન પાયાદાર સાધનોથી ઉડતી ખબર મલી કે શેઠ ધનજીશાહ અને દિવાન લલ્લુના કહેવાથી મુખ્ય કૌન્સોલર મી. વેડરબનને નવાબ બહાદુર વિરૂધ્ધ સલાહ આપવા માટે મી. ગબીર મુંબાઈ તરફ ગયા છે. રસ્તામાં સુરતના નવાબ હફીઝોદ્દીનખાન તરફથી મહેમાની આપવામાં આવી હતી ત્યાંથી વિદાય થઈ જ્યારે ભરૂચના પુરજા ઉપર વહાણો આવ્યાં તે વખતે નવાબ સાહેબને તેમની ફોઈ નામે હુરીજાખાનમના ગુજરી જવાના સમાચાર મળ્યા. તેમના શોગમાં એક દીવસ પુરજા ઉપર ગાળી બીજે દીવસે સવારે ભરૂચ શહેરમાં પધારી સાથે આવેલા અંગ્રેજ ગ્રહસ્થ મી. મારલીને શહેરમાં બોલાવી યોગ્ય સરપાવ આપવામાં આવ્યો, જ પછી જનરલ સાહેબ પર પોતાને સહી સલામત ભરૂચ પહોંચવાની હકીકત સાથે મીત્રાચારી ભર્યો પત્ર લખી આપી તેમને વિદાય કરવામાં આવ્યા.

## બદલો

કહે છે કે નવાબ બહાદુરનો પાયદળ રસાલો કેટલાક સર સામાન સાથે મુંબાઈથી ભરૂચ તરફ જમીન માર્ગે પણ રવાના કરવામાં આવ્યો હતો તેને વરાછા ગામ આગળ અઠ્ઠા

વીશીના અમલદાર નાગુજીએ લુંટી લીધો હતો. તેઓને કહેવા કહેવડાવ્યા છતાં પણ સુલેહ ભર્યું પરિણામ નહિં આવ્વાથી નવાબ બહાદુરે પોતાની ખાસ પલટનમાંથી કેટલું લશ્કર ત્યાં મોકલી તેના કેટલાક ગામોમાં લુંટ કરી ત્યાંથી અમુક માણસોને કેદી તરીકે પકડી લાવતા હતા. તે લગભગ હાંસોટ આગળ આવ્યા ત્યારે નાગુજીને પોતાના લશ્કર સાથે પાછળ આવતો જોઈ તેનો મુકાબલો કર્યો. સામ સામી મોરચાં બાંધી પ્રથમ તીરોનો મારો શરૂ કરવામાં આવ્યો. તેથી બન્ને તરફના ઘણાં માણસો જખમી થવા લાગ્યા.

આ પ્રમાણે એક પહોર વિતી જવા છતાં કંઈ પણ પરિણામ આવતું નહિ જણાયાથી તલવારો ઉઘાડી અલ્લાહો અકબરની ગગન ભેદી ગર્જના સાથે ઈસ્લામી બહાદુરો સામેના લશ્કર ઉપર એકદમ તુટી પડયા અને એવી ચાલાકીથી તલવારનો મારો શરૂ કર્યો કે થોડીકજ વારમાં દુશમનનાં સીપાઈયો મુડદાં થઈ એક ઉપર એક જમીન પર પડવા લાગયા અને આખા મેદાનમાં લોહીના વહેવાથી નાનાં મોટાં ખાબોચીયાં ભરાઈ ગયાં.

આવો રંગ જોઈને હીંમત હારી જવાથી નાગુજી પોતે મેદાન છોડી નાસી ગયો અને અને તેનું લશ્કર પણ સીપાઈઓના ગમે તેમ નાસી જવાથી વેર વિખેર થઈ ગયું. આવી સખત હાર થવાથી લુંટાએલો તમામ સામાન પાછો આપવાની કબુલાત

સાથે સંધીનું કહેણુ મોકલ્યું. જેથી ઉદાર મનનાં નવાબ બહાદુરે લડાઇ બંધ કરી પોતાના લશ્કરને બોલાવી લઇ તેની સાથે સંધી કરી પોતે હરકોઇની સાથે સંપથી રહેવામાં અતિ મમતાળુ હોવાનો દાખલો પુરો પાડયો એટલુંજ નહિં પણ એક તરફ કંપની સરકાર અને બીજી તરફ નાગુજી તેમજ પેશ્વાઈ સરકાર સાથે સંધી થયેલી હોવાથી કાયમને માટે લડાઈનું વાદળ વિખરાઈ ગએલું સમજી ત્રણ હજારના ખાસ જુના લશ્કર સિવાય બાકીના બધાજ સિપાઇઓને લશ્કરી નોકરીમાંથી છુટા કરી રજા આપી દીધી. આથી નવાબ બહાદુર વિશ્વાસુ સ્વભાવના હોવા ઉપરાંત સ્વચ્છ મનના હોવાનો પુરાવો મલે છે.

# ઉઘરાણી

કુદરતના નિયમોમાં આ પણ એક નિયમ છે કે વૈભવમાં અને કામમાં પસાર થએલા ગમે તેટલા લાંબા વખતનું પણ મનુષ્યને ભાન રહેતું નથી. તેજ નિયમ પ્રમાણે મુંબાઇથી આવ્યા પછી રાજકીય કામો ઉપરાંત નાગુજી સાથેની લડાઇના રોકાણને લીધે દિવસો પછી દિવસ અને મહિના પછી મહિના વિતી ગયાનું નવાબ બહાદુરને ભાન રહ્યું નહિં. ત્યાંતો છ માસ વીતી જવાથી શરત પ્રમાણે રૂપીયા એક લાખનો હપ્તો વસુલ લેવા સારૂ મી. મારલી ભરૂચ આવી

પહોંચ્યા અને તેમણે કરાર પ્રમાણે માંગણી રજુ કરી તે વખતે જાણે એકાએક નિંદ્રામાંથી જાગૃત થયા હોય તેમ કંઈ પણ તૈયારી કરેલી નહિં હોવાથી ગભરાટમાં પડયા અને શું જવાબ આપવો તેનો વિચાર કરવા લાગ્યા, કારણ વાયદા પ્રમાણે વર્તવાને લાચાર હતા. છેવટે સત્ય હકિકત નિવેદન કરતાં જણાવ્યું કે હું કરેલા કરાર પ્રમાણે નાણા મોકલવા તૈયાર છું, પરંતુ અઠ્ઠાવીશીના અમલદાર નાગુજીએ મારો મુંબાઇથી ભરૂચ આવતી પાયગા સાથેનો તમામ સામાન લુંટી લેવાથી મને નુકશાનીમાં ઉતરવું પડયું તે ઉપરાંત મજકુર નાગુજીને તેના કર્તવ્યનો બદલો આપવાનુ જરૂરી હોવાથી તે માટે તેની સાથે લડાઇ જાહેર કરવી પડી આથી દેખીતુંજ છે કે મારાથી વાયદા પ્રમાણે નાણાની જોગવાઈ થઇ શકી નહિં એટલે હાલતો લાચાર છું. પરંતુ ટુંક મુદતમાં લડાઇનું છેવટ આવી જશે એટલે બનતી ત્વરાએ યોગ્ય બદોબસ્ત કરી કબુલાત પ્રમાણેની રકમ પહોંચતી કરી શકીશ.

ઉપર પ્રમાણેની હકિકતનો પત્ર જનરલ હોર્નબી સાહેબના નામનો લઈ મી. મારલી પાછા ફર્યા. તેઓના ગયા પછી નવાબ બહાદુરે નાણાંની વ્યવસ્થા કરવા સંબંધી સલાહ માંગતા કપટી લલ્લુએ ઘણાંજ અદબથી, મીઠી ભાષામાં, મહાન હીતેચ્છુ હોવાનો ડોળ કરી અરજ કરી કે જહાંપનાહ ! આપ ઘણાંજ બાહોશ અને કાર્યકુશળ હોવા

છતાં મારા જેવા કમસમજ મનુષ્યને આટલું બધું માન આપો છો તો મારી અલ્પ બુદ્ધી પ્રમાણે હાલ કંપની સરકાર સાથે સંધી થયેલી હોવાથી આપણુને લશ્કરની જરૂર નથી માટે લશ્કરી ખરચ કમી કરી જે રકમ બચત રહે તે ઉપરાંત શહેરના શ્રીમંતો પાસેથી નાણાંની માંગણી કરવી, આ પ્રમાણે કરવા છતાં પણ જોઇતી રકમ એકઠી થઇ શકે નહિ તો કર વેરાથી ખોટ પુરી કરવી. આથી ભોળા દીલના નવાબ બહાદુરે પોતાની ખાસ વફાદાર પાયગાના ત્રણ હઝાર સીપાઇઓમાંથી એકદમ તેવીસ સો માણસોને રજા આપી, લશ્કરી બળમાં નહિ ઇચ્છવા જોગ ઘટાડો કરી મુકયો. તે પછી દરબારી અને શહેરના શ્રીમંતો પાસેથી કરજ પેટે રોકડ નાણું લીધું. અને જેમની પાસે રોકડ નાણું નહતું તેમની પાસેથી સોના રૂપાનું ઘરેણું લેવા છતાં પણ જોઈતી રકમ એકઠી થઈ શકી નહિ, માટે લોકો ઉપર વેરો નાંખી લગભગ બે લાખ રૂપીયાનો અવેજ એકઠો તો કર્યો પણ એથી નવાબ બહાદુર પ્રત્યે નાના મોટા દરેક માણસના મનમાં અભાવ ઉત્પન્ન થયો. ઉપર પ્રમાણે નાણાં મેળવ્વા બીજા છ માસ પસાર થયા એટલે બીજીવાર મી. મારલી ઉઘરાણીએ આવ્યા, પણ આ વખતે તેઓ શહેરની પાસે નહિ આવતાં નદીમાં દુર વહાણને લંગારી ત્યાંથીજ સંદેશો મોકલી રૂપીયા ચાર લાખની માંગણી કરી, જો કે નવાબ બહાદુર તરફથી તેઓને શહેરમાં આવવાનું

આમંત્રણ કરવામાં આવ્યું હતું પરંતુ તેનો સ્વીકાર નહિ કરતાં તેઓએ નાણાંની રકમ વહાણ પર મોકલવાનો આગ્રહ ચાલુ રાખવાથી ઉપર જણાવ્યા પ્રમાણેનું એકઠું કરેલું સોના રૂપાનું ઘરેણું અને રોકડ નાણું વગેરે એક મજબુત પેટીમાં બંધ કરી દિવાન લલ્લુના ખાસ મુનીમ સાથે વહાણ ઉપર મોકલી આપ્યું અને સાથે સંદેશો પણ મોકલ્યો કે હાલ મોકલેલી રકમનો સ્વીકાર કરશો અને ખુટતી રકમ હવે પછી મોકલવમાં આવશે. લલ્લુના મુનીમે સદરહુ પેટી મી. મારલી સમક્ષ રજુ કરી એટલે તેને ખોલવામાં આવી. આ બાબત લોકવાયકા એવી છે કે મી. મારલી એક જણસ હાથમાં લઈ તેની કીંમત અને કયા ઉપયોગમાં આવે છે તેની તજવીજ કરતા હતા અને લલ્લુ દિવાનનો મુનીમ ભળતો જવાબ આપતો હતો. આમ કરતાં પેટીમાં રૂપાની પાઘડીયો, સોનાના ચંદનહાર મલી આવતાં તે વિશે પુછતાં દગાબાજ મુનીમે જણાવ્યું કે એ પાઘડીયો સ્ત્રીઓને પગે પહેરવા માટેની છે. અને હાર સ્ત્રીઓના ગળામાં પહેરવાનું કીમતી અને શોભાયમાન ઘરેણું છે જે આપના ઉપર મોકલવામાં કંપની સરકારની ઠેકડી કરવાનો નવાબ બહાદુરનો હેતુ હોવો જોઈએ. જેમ ચણગારી પડવાથી દારૂખાનું સળગી ઉઠે અને ફુંક મારવાથી ભડકો થાય તેમ મુનીમના શબ્દોથી મી. મારલી ભભુકી ઉઠયો અને ગુસ્સાના આવેશમાં આગળ પાછળનો કંઈપણ વિચાર કર્યા વિના લાત મારી માલની પેટી ફેંકી દીધી.

તાકેલા નિશાન પર બરાબર તીર વાગેલું જોઈ દગાબાજ મુનીમ મનમાને મનમાં ખુશી થતો ત્યાંથી ગુપચુપ નીકળી નાઠો અને શહેરમાં નવાબની હજુરમાં આવી ઠાવકુ મ્હોં રાખી પોતે કરેલી શરારતપર ઢાંક પીછોડો કરી બાકીની તમામ હકીકત જણાવી દીધી. આથી નવાબ બહાદુરે સ્પષ્ટીકરણ કરવા કેટલાક માણસો મોકલ્યા, પરંતુ ત્યાં પહોંચે તે અગાઉ મી. મારલી મુંબાઇ તરફ રવાના થઈ ચુકેલા હોવાથી તેઓ પાછા આવ્યા. પાછા આવતી વખતે તેમને પુરજા આગળ ઘરેણાં સાથેની પેટી મલી આવી, જે લઈ તેઓએ નવાબ બહાદુર સમક્ષ રજુ કરી જેને અમાનત તરિકે સંભાળિને મુકી, વિગતવાર એક પત્ર લખી જનરલ સાહેબની સેવામાં પોતાના વિશ્વાસુ માણસ હીમતખાનને મુંબાઇ મોકલી આપ્યો. તેજ વખતે કપટી દિવાન લલ્લુભાઇયે પણ છુપી રીતે પોતાના મુનીમને મી. વેડરબનની પાસે મોકલ્યો.

## ચઢાઈ

મી. મારલીએ મુંબઇ પહોંચી જનરલ સાહેબ અને કાઉન્સીલ સમક્ષ તમામ હકીકત જણાવી તે ઉપરથી મી. વેડરબન બોલી ઉઠયા કે નવાબ પોતે ઘણોજ અભિમાની હોવાથી સીધી રીતે નાણાં આપે એમ હું માની શકતો નથી. માટે મને પરવાનગી આપો કે હું જરૂરી તૈયારી સાથે

લશ્કર લઈ ભરૂચ ઉપર ચઢાઈ કરી એક મુલક ખાલસા કરૂં. આ ઉપરથી જનરલ સાહેબે જણાવ્યું કે એક વખત મી. ગબીરે લડાઇ કરી કંપનીને નુકશાનમાં ઉતારવા સિવાય કંઈ કરી શકયા નહિ પરંતુ તમો બહાદુર હોવાથી જીત મેળ-વ્યાની આશા રાખી શકાય પણ મને ખાત્રી છે કે નવાબ બહાદુર વચનના સાચા છે. તેઓ કરાર પ્રમાણે અમલ કરવામાં પાછીપાની કરશે નહિ.

આપણે જાણીયે છે કે હાલમાં તેમની આર્થીક સ્થિતિ સારી નથી માટે આપણે સબર કરવી જોઈયે, પરંતુ જ્યારે વેડરબન તરફથી એવી શરત રજુ કરવામાં આવી કે કદાચ લડાઈમાં મારી હાર થાય તો આ લડાઇનું બધુંજ ખર્ચ મારે કંપની સરકારને ભરપાઈ કરી આપવો. આથી જનરલ સાહેબ નાખુશી હોવા છતાં કાઉન્સીલની બહુમતીથી વેડર-બનને ભરૂચ ઉપર ચઢાઈ કરવાની પરવાનગી મળી ગઇ.

કોઈ કહેશે કે મી. બેડરબન આટલી બધી હીમત શા ઉપર રાખતા હતા તો તેનો જવાબ નીચેની લોક વાયકાથી ઘણીજ સહેલાઈથી મળે છે અને તે એ કે ઉપર જણાવી ગયા તેમ કપટી દિવાન લલ્લુએ પોતાના જે મુનીમને મુંબાઇ મોકલ્યો હતો તેણે મુંબાઈ જઇ મી. વેડરબનની સમક્ષ નવાબ બહાદુરની હાલની સ્થિતિ સ્પષ્ટ કરતાં સાફ સાફ શબ્દોમાં કહી દીધું હતું કે નાગુજી સાથેની લડાઇના

પરીણામે નવાબની આર્થિક સ્થિતિ ખરાબ છે, દિવાન લલ્લુની સલાહથી તમામ લશ્કરને રજા આપી ફક્ત ૭૦૦ સીપાઇ છે. અને તેમને પણ પુરતો પગાર મળી શકતો નથી. નાણાં અને ઘરેણાં એકઠા કરવા જતાં શ્રીમંત વર્ગ નાખુશ થયું છે તેમજ વેરો નાખવાથી આમ વર્ગના લોકોમાં અભાવ પ્રગટ થયો છે. એટલુંજ નહિ પણ જો આ વખતે ભરૂચ ઉપર ચઢાઇ કરવામાં આવે તો તે અંગેનો તમામ ખરચ દિવાન લલ્લુ તરફથી આપવા ઉપરાંત બીજી છુપી મદદ આપવાની મ્હોઢાની કબુલાત આપવામાં આવી હતી. વગેરે.

ગમે તેમ હોય પણ આઠ હજારના લશ્કર, ત્રણ હજાર ગોળા, સંખ્યાબંધ તોપો અને બંદુકો ઉપરાંત જરૂર પ્રમાણેનું દારૂખાનું સાત મોટા જંગી વહાણો ઉપર ચઢાવી મી. પારશીન જેવા કુશળ લડવૈયાને સાથે લઇ મી. વેડરબન ભરૂચ તરફ રવાના થયા, પરંતુ આ બાબતની સત્ય હકીકતથી નવાબ બહાદુરને અંધારામાંજ રાખવામાં આવ્યા.

આ તરફ મુસલમાની મુબારક શાબાન મહિનાની ચૌદમી તારીખ એટલે શબેબરાતનો પવિત્ર તહેવાર હોવાથી શહેરમાં હર તરફ ખુશાલી વ્યાપી રહી હતી અને રંગ રોગન, કીમતી શેતરંજીઓ, હાંડી ઝુમરોથી શોભી રહેલી મસ્જીદોમાં અંદર બહાર દીવા સળગાવી દીધેલા હોવાથી આંખોને ઠંડક આપે એવી રોશનીમાં કેટલાક ધાર્મિક

મુસલમાનો એક ચીતે પોતાના પેદા કરનારની ઇબાદતમાં લીન થએલા જણાય છે. તો કોઈ સુંદર અને ભપકાદાર પોશાકમાં સજ્જ થઈ હીના—ગુલાબ વગેરે મનપસંદ ખુશબોદાર અત્તર લગાવી પ્રફુલ્લિત મનથી મિત્રોની ટોળી સાથે આનંદી વાતો કરતા હાથમાંની શોટી આમ તેમ હલાવતા શરીઆમ રસ્તેથી જતા આવતા લોકો સામે મળનારને મુબારક સલામતના શુવાકયથી વધાવી લેવા ઉપરાંત સ્નેહભરી રીતે પરસ્પર હસ્તમેળાપ કરી સ્નેહભરી લાગણી દર્શાવતા જોવામાં આવે છે. તો કંઇ શ્રીમંત ગૃહસ્થની ગગન ભેદી ઈમારતના ચોગાંનમાં તરેહ તરેહની રાગ રાગણીયોથી ભરપુર હોવા ઉપરાંત કાન બહેર મારી જાય એવી દુદંભી નાદ સંભળાય છે. જ્યારે અંદરના ભાગમાં આવેલા બેઠકખાનામાં શેખ, સૈયદ, મુગલ, પઠાણ ખાનદાનના, ઈસ્લામી તરીકે કોમી ભેદના અભાવે, બંધુ પ્રેમમાંજ સર્વસ્વ હિત સમજનાર, ચઢતી ઉતરતી પંકિતના સરકારી હોદ્દેદારો ઉપરાંત જમીનદારો, હકીમ, મીસ્રી, વિદ્વાન, મીર, મુલ્લાં વગેરે ધંધાદારી ગૃહસ્થોનો ભવ્ય મેળાવડામાં વિષયવાર વિનયપુર્વક ચર્ચા ચાલતી, ઉપરાંત કોઇ હુક્કાને, કોઈ કાવાને, કોઈ પાનને, કોઈ સામે મુકેલી રકાબીમાંના ખાધ પદાર્થને ઇન્સાફ આપી રહયા છે.

આજ વખતે સ્ત્રી વર્ગમાં કોઈ પુરીયો વણવાના કામમાં કોઈ દ્રાક્ષ ચારોલી ખસખસ પીસ્તા બદામ વગેરે સાફ કરવામાં

કોઈ શરબતની તૈયારીમાં કોઇ હલવો, મુરંડો, મરબા, પુરી, ભજીઆ વગેરે જુદાજુદા પ્રકારની સ્વાદીસ્ટ વાનિઓને સુશોભિત ચીનાઇ રકાબીયોમાં ગોઠવી બેઠકખાનામાં પુરૂષો સમક્ષ પહોંચાડવાના કામમાં ઉમંગથી લાગી ગએલી જણાય છે. વળી કોઈ જગાએ ભિક્ષુકોના ટોળાં ને ટોળાં કોઇ ઉદાર ગૃહસ્થો પાસે ભિક્ષા મેળવવા સારૂ એકની ઉપર એક પડમ પડી કરતાં જણાય છે.

એવા વખતમાં કોઈ કારણથી ભયભિત થયેલો હોય એવો એક માણુસ પોતાની ધુનમાંને ધુમનમાં આજુ બાજુ જોયા સિવાય ઠોકરખાઈ પડવાની પણ દરકાર કર્યા સિવાય જોશભેર દોડતો દરબારગઢ તરફ જતો જોવામાં આવે છે. આ વખતે દરબારગઢના ખાસ દિવાને આમમાં પોતાના ખાસ આસન ઉપર નવાબ બહાદુર બીરાજમાન હોવા ઉપરાંત અમીર, મુલ્લા, મોલવી, પંડીત, કાજી અને બીજા માનનીય ગૃહસ્થોની કચેરી ચીકાર ભરેલી જણાય છે.

ચપરાસીપો પોતાના સંપુર્ણ ડ્રેસમાં પોત પોતાને સ્થાને યોગ્ય હુકમ મળે તરતજ અમલ કરવાની તૈયારીમાં ઉભા છે. દરવાજા ઉપર પ્રચંડ શરીરના બે બહાદુર સીપાઇ તલવારો સહિત આમથી તેમ ફેરા ફરતા જોવામાં આવે છે. એજ વખતે કોઈ બહાર ચોગાનમાં ઠોકરખાઇ પડી જવાથી બે ભાન થવાના સમાચાર દરવાજા પરના સીપાઈને મળ્યા જે નિયમ

પ્રમાણે દરબારગઢના ચપરાસીને ખબર આપી પ્રથમ પેઠે પોતાને કામે મંડી ગયા, જે પરથી ચપરાસી આ વાત ખાસ ચોબદારની સમક્ષ જાહેર કરે છે અને ચોબદાર નિયમ પ્રમાણે સામે આવી ઇસ્લામી કાયદા મુજબ વિનય પુર્વક પ્રણામ કરી ઉભો રહી હુકમ મળ્યા પછી સર્વે હકીકત જાહેર કરે છે, એટલે નવાબ બહાદુરના હુકમથી તે માણુસને બેભાન અવસ્થામાંજ કચેરીમાં લાવ્વામાં આવ્યો. તે શરીરે રૂષ્ટ પુષ્ટ, રંગે કાળો, પગથી માથા સુધી ધુળમાં રગદોળાએલો, જાડાં અને ફાટેલા વસ્ત્રો વાલો કોઈ ગ્રામ્યવાસિ અજાણ્યો પુરૂષ જણાયો.

તેને ભાનમાં લાવ્વા અનેક પ્રયત્નો કરવામાં લગભગ અર્ધો પહોર પસાર થવા છતાં ફેરફાર થયેલો જણાયો નહિં. આથી બીજાના દુઃખે દુઃખી થનાર દયાળુ નવાબ બહાદુર જાતે ઉભા થયા અને પોતાના ખાસ સ્ટોર્સમાંથી અમુલ્ય ઓષધીની શીશી લાવી દરદીના નાક પાસે રાખી ઉભા રહ્યા. આ વખતે શીશીમાંની દવાની સુગંધ આખા દરબારમાં પ્રસરી ગયેલી હોવાથી ત્યાં હાજર રહેલા તમામ માણુસોનાં મગજ પ્રફુલીત થયાં. તેમજ દરદીને પણ ધીરે ધીરે ભાન આવતું જણાયું.

જ્યારે તે સંપુર્ણ શુધ્ધીમાં આવ્યો એટલે તેને આમ દરબારમાં ઉતાવળે આવ્વાનું કારણ પુછવાથી તેણે જણાવ્યું કે જહાંપનાહ, દરયામાંથી મોટા અને જંગી વહાણોને માણુસોથી ખીચો ખીચ ભરેલા આ તરફ આવતા જોઇ હું ભયભીત થઇ

બનતી ત્વરાએ આપ સરકારને ખબર પહોંચાડવાના વિચારથી પુરપાટ દોડતો આવ્યો. લાંબી મંજલ દોડવાના શ્રમથી હું ઘણો થાકી ગયો. વળી મને ભુક પણ કકડીને લાગી હતી છતાં તેની દરકાર કર્યા સિવાય દળ મંજલ કરતો ઉઘાડે પગે અને ઉઘાડે માથે હું દરબાર ગઢના ચોગાન સુધી તો આવી પહોંચ્યો. આ વખતે મને બોલવાની પણ શકિત ન હોતી તેમાં વળી હીણુ ભાગ્યે ઠોકર લાગી જેથી પડી ગયો અને પડતાંજ બેભાન થયો.

વધુ તપાસ કરતાં તેણે જણાવ્યું કે નામદાર, વહાણો ઉપરના વાવટા ઉપરથી તે કંપની સરકારના હોવા જોઇયે. આ પછી તે માણસને પેટ પુરતું ભોજન કરાવ્યા પછી જોડી લુગડાં આપી વિદાય કર્યો. પછી પોતાના એક ઘોડેસ્વારને દોડાવી ખરેખરી હકીકત મેળવવાના પરીણામે મી. વેડરબનનું મી. વારશીન અને પુરતા લશ્કર સાથે આવવાના સમાચારથી નવાબ સાહેબને ઘણુંજ આશ્ચર્ય થયું, કારણ પોતાના તરફથી મુંબાઇ મોકલેલા માણસો તરફથી કંઇ પણ હકીકત મળી નહોતી.

જનરલ સાહેબ તરફથી આવેલા કાગળમાં પણ મી. વેડરબનના ભરૂચ ઉપર આવવા સંબંધી ઈશારો સુધ્ધાં ના હોવા છતાં આ પ્રમાણે ઓચિંતી ખબર મળવાથી મુંઝવણમાં પડવાથી દિવાન લલ્લુને બોલાવી આવા અણીના પ્રસંગે શું કરવું તે બાબતની સલાહ માંગી. પરંતુ અફસોસ તો એ

વાતનું છે કે પોતાના અન્નદાતા જેવા ગણાતા આ બહાદુર ઉદાર અને વિશ્વાસુ નવાબની આર્થીક તેમજ લશ્કરી નિર્બળતામાં સુધારો કરવાની સલાહ આપવાને અથવા કંપની સરકાર સાથે સલાહ જળવાઈ રહે એવાં પગલાં લેવામાં જોઇતી મદદ આપવાને બદલે દગાખોર દિવાન લલ્લુ જણાવે છે કે નામદાર આપ શા માટે ચિંતા કરો છો જો વેડરબન લડાઇના વિચારે આવ્યો હશે તો આપણે ઘડીના છઠ્ઠા ભાગમાં એને પણ મી. મારલીની માફક નસાડી મુકીશું કે ફરીથી આ તરફ આવવાનું નામ પણ લેશે નહિ. વળી આપણને એ પણ ખબર નથી કે એઓ ખરેખર લડાઈનાજ વિચારથી આવે છે કે કોઈ બીજા કામ માટે આવે છે. માટે પ્રથમ આપણે એઓની મહેમાનગીરી માટે મહેમાની સામાન મોકલાવીએ. જો એ સામાન એઓ રાખી લેશે તો આપણે સમજીશું કે એઓ મીત્ર તરીકે પધારે છે અને એથી ઉલટું હશે તો તે એનીજ મેળે જણાઇ આવશે.

આથી સુલેહપસંદ નવાબ સાહેબના હુકમથી એક હોડીમાં મહેમાનીના સામાન સાથે તેમના વિશ્વાસુ માણસ મહમદ શરીફને રવાના કર્યો જેને ભાડભુત.આગળ પહોંચતા અંગ્રેજી વહાણોનો ભેટો થયો એટલે તેણે સલામો અલેક પછી લાવેલો સઘળો સરસામાન મી. વેડરબન સમક્ષ રજુ કરતાં કહ્યું કે નવાબ સાહેબે આપ જેવા મોઘાં મહેમાન

માટે આ ખાદ્ય પદાર્થો મોકલી બનતી દરેકે દરેક ખીજમત બજાવી લાવવાનો હુકમ કરી મને મોકલવામાં આવ્યો છે. આશા છે કે આપ મારી સેવાનો સ્વીકાર કરશો અને શહેરમાં પધારી આપના દર્શનનો લાભ આપી નવાબ બહાદુરની ખુશીમાં વધારો કરશો. જેના જવાબમાં મી. વેડરબન તરફથી જણાવવામાં આવ્યું કે તમારા નવાબ સાહેબે કંપની સરકાર સાથે કરેલાં કરારમાં જણાવ્યા પ્રમાણે રૂપીઆ ચાર લાખની રકમ પૈકી એક પાઇ પણ હજુ સુધી આપી નથી. આ બાબતની ઉઘરાણી માટે અમારા તરફથી મોકલવામાં આવેલ માણસને બે વખત ખાલી હાથે પાછા ફરવું પડયું હતું. છેવટે એજ કામ સારૂં મારે આવવું પડયું છે, માટે નવાબ સાહેબને જણાવો કે શરત પ્રમાણે રૂપીયા ચાર લાખની પુરેપુરી રકમ મોકલી આપે તોજ હું તેમની મહેમાનગીરીનો સ્વીકાર કરી શકીશ અને તેમ નહિં થાય તો મારે સખતાઇના પગલા લેવાની ફરજ પડશે.

આ ઉપરથી મહમદ શરીફે એક કાગળ લખી વિગતવાર હકીકતથી નવાબ સાહેબને માહીતગાર કર્યા, અને જવાબની રાહ જોતાં ત્યાંજ પડી રહ્યા. આ તરફ નવાબ સાહેબને પત્ર મલ્યો તે વખતે પણ ત્યાં દિવાન લલ્લુ હાજરજ હતો તેણે જણાવ્યું કે પ્રથમ મોરચા બધી કરી આપને યોગ્ય લાગે એવો જવાબ લખી મોકલાવો તે પ્રમાણે કરી જવાબ

લખી મોકલ્યો, કે હું કંપની સરકારનો મીત્ર છું અને હંમેશાં મીત્ર તરીકે રહેવા ઈચ્છું છું તેમજ કરેલા કરાર પ્રમાણે મેં નાણા આપવાની ના પાડીજ નથી. અલબત વાઅદા પ્રમાણે અમલ થઇ શકયો નહિં પરંતુ તેમાં પ્રતિકુળ સંજોગોનો વાંક છે, મારો નહિં. અને આપ પોતે પણ સારી રીતે સમજી શકો એમ છો, છતાં આ પ્રમાણે લશ્કરી તૈયારી સાથે આપના પધારવાનું કારણ મારાથી સમજી શકાતું નથી. મતલબ કે હું દરેક રીતે રૂપીયા આપી કરાર પુરો કરવા તૈયાર છું. માટે આપ એક મીત્ર તરીકે શહેરમાં પધારવાની તસ્દી લેશો.

આ વખતે મી. વેડરબનના વહાણોને કિનારા ઉપર લંગર કરી વેરવાડા આગળ તમામ લશ્કરે જમીન ઉપર ઉતરી તોપો વગેરે સામાન સાથે શહેર તરફ આગળ વધવાનું શરૂ કર્યું હતું, તેવામાં નવાબ સાહેબનો ઉપરની મતલબનો કાગળ મલ્યો જે વાંચી ફેંકી દેતાં ઉચ્ચાર કર્યો કે ખરેખર નવાબ જુઠો છે અને આવા અસત્ય લખાણથી અમને ધોકો આપવા ઇચ્છે છે, પરંતુ એક અંગ્રેજ બચ્ચો દાવમાં આવે એ અસંભવિત છે.

આ વખતે મહમદ શરીફ ત્યાંજ હતો તેણે કહ્યું કે સાહેબ મારી આખી ઉમરમાં મેં કદી પણ નવાબ બહાદુરને અસત્ય વચન ઉચ્ચારતાં સાંભળ્યા નથી. તેમજ કોઈની

સાથે કોઈ પણ પ્રસંગે કપટ કરતાં જોયા નથી. એઓ તદ્દન સાદા અને સરળ સ્વભાવના હોઈ ગમે તે ભોગે પણ પોતાનું વચન પાળવામાં અચળ છે.

આ ઉપરથી ગુસ્સે થઈ તેને ધુતકારી કાઢતાં મી. વેડરબર્ન સાહેબે કહ્યું કે છાના રહો. હું તમારી વાત સાંભળવા માંગતો નથી કેમકે તમને ફકત નાણાંજ સંબંધી વાતચીત કરવાનોજ અધિકાર છે, એ ઉપરાંત બીજા કોઈ પણ વિષયમાં તમારે દખલગીરી કરવી નહી. અને કરવી હોય તો તે બાબતની નવાબ સાહેબ તરફથી મુખત્યારનામાની લેખીત સનંદ મળવાથી મારી પાસે આવ્વું જેથી મહુમદ શરીફે સઘળી હકીકત દર્શાવી દરેક દરેક વિષયમાં વાતચીત કરવાનો અધીકાર મેળવવા માટેનો વિનંતી પત્ર નવાબ બહાદુરની સેવામાં રવાના કર્યો જે મળેથી કંપની સરકારના આ મુખ્ય કાઉન્સીલરની નૈયત શું છે તે સમજતાં નવાબ સાહેબને વાર લાગી નહિં. પરંતુ નવાબ પોતે અંતકરણથી છેવટ સુધી મીત્રતા જાળવી રાખવા ઇચ્છા ધરાવતા હોવાથી એ તરફ બિલકુલ લક્ષ નહિં રાખતાં હજુ પણ પોતાની સલાહકાર મંડળીને એકઠી કરી પોતાના માથે વચન ભગનો આરોપ આવે નહિં અને સમજુતિ કેવી રીતે થઈ શકે તેનો વિચાર કરવાના કામમાં ગુંથાયા.

આથી મહુમદ શરીફની માંગણી પ્રમાણે અધિકાર પત્ર

મોકલવામાં વિલંબ થયો જેથી મી. વેડરબન સાહેબને આ નજીવું પણ બહાનું મળી આવ્યું જેને આધારે તેઓએ મહમદ શરીફને પોતાની પાસેથી કાઢી મુકતાં સાફ સાફ શબ્દોમાં જણાવી દીધું કે સુલેહ તમારા હાથમાં નથી અને નવાબ પોતે પણ સુલેહની ઇચ્છા રાખતા હોય તો જેમ બને તેમ ઉતાવળે પોતાના હાથ બાંધી કેદી તરિકે મારી રૂબરૂ હાજર થઇ જાય એઓ પોતાની જાન માલ મોલકત વગેરેનો ફેસલો અમારા અખત્યારમાં સોંપી દે, તે એટલે સુધી કે હમો એમને મુકતી આપીયે અથવા સજા કરીયે, શહેર પાછું સોંપીયે અથવા ખાલસા કરીયે. તે બધું વિના સંકોચે કબુલ કરવું પડશે માટે જાઓ તાકીદે આ બાબતની ખબર પહોંચાડો. અમો આવતી કાલની પાછલી રાત સુધી જવાબની વાટ જોઈશું. અગર એ દરમ્યાન મન ગમતો જવાબ નહિં મળે તો અમો શહેર ઉપર ચઢાઇ કરી દઈશું.

## છેવટનું જંગ

૧૧૮૬ના હિજરી વર્ષની શાબાન મહિનાની પંદરમી તારીખની સંધ્યાકાળે ભરૂચની ભુમી પર આખા દીવસ ખોરાક મેળવવા માટે કરવી પડેલી રખડપટ્ટીથી થાકી પાકી ગએલા પક્ષિઓ આરામ મેળવવાની આશામાં ને આશામાં

ઉતાવળી ગતિથી ઉડતાં પોતાના માળા તરફ અને પશુઓ પોતાના સ્થાન તરફ જતા જોવામાં આવે છે. આખો દિવસ મહેક મહેક થઈ રહેલાં બાગમાંના પુલો કરમાઈ નીચે પડતાં પડતાં જોનારને ચડતી પડતીનો ખ્યાલ આપી રહયાં છે. બજારમાંના દુકાનદારો પૈકી કોઈ આખા દિવસની કમાણીની તારવણી કરવામાં રોકાયલા છે, કોઈ પેઢી બંધ કરી બગલમાં ચોપડા ઘાલી નફા ટોટાનો હિસાબ મનમાં ને મનમાં ગણુતા સામુ જોયા સિવાય નીચી મુંડીએ ઘર તરફ જતા જોવામાં આવે છે. એ બધું છતાં લોકોના ચહેરા ઉપરની ઉદાસીનતા સ્પષ્ટ જણાઈ આવે છે. શહેરના મુખ્ય દરવાજા અત્યારથી બંધ કરવામાં આવેલા છે. સીપાઇઓની દોડાદોડીથી લોકો ભયભિત થઇ રહયા છે. લુહારની દુકાનમાં હથીયારોના ટીપવાથી થતા ધન ધનના અવાજો થયા કરે છે, તેમ ઘોડે સ્વારોના આમથી તેમ ઘોડાઓના ડાબકાઓ સંભળાય છે.

આ રીતે એક પહોર રાત્રી પસાર થયે શહેરના ઝાંપા સુધી અંગ્રેજ આવી પહોંચવાના સમાચારે શહેરમાં ચારે તરફ એકદમ ગભરાટ ફેલાવી દીધો. અને નવાબ સાહેબને ખબર પહોંચાડવામાં આવી. આ વખતે શહેર બહાર ઝાંપા ઉપર ગણુત્રીના સીપાઈયોનો પહેરો રાખવામાં આવ્યો હતો, પરંતુ શાબાશ છે એ બહાદુરોને કે કોઇની પણ હુકમની દરકાર કર્યા સિવાય શહેરના બચાવ અર્થે એકલે

હાથે અંગ્રેજ સરકારના લશ્કર સામે તલવારો ખેંચી કુદી પડયા અને એવા જોરથી મારો શરૂ કર્યો કે શત્રુ દળમાં ભંગાણ પડી ગયું.

આ વખત ગુલામ અહેમદ બન બાનીએ ઝાંપાના સીપાઈઓની કુમકે લશ્કરી ટુકડી મોકલવાની વાજબી અરજ કરવા છતાં તેનો અમલ થઇ શકયો નહિ કારણ કે આગળ જણાવ્યા પ્રમાણે વ્યવસ્થા કરવામાં લાચારી હતી. પરંતુ ઝાંપા ઉપરના લશ્કરે બતાવેલી ઉપર પ્રમાણેની બહાદુરીના પરિણામે નવાબ બહાદુરને પોતાના કુટુંબીઓને કેટલાક ખજાના સાથે શહેરમાંથી સહી સલામત બીજી જગાએ ખસેડવાનો વખત મળવાથી તેનો તાત્કાળિક અમલ કર્યો. પરંતુ અફસોસ એ વાતનો છે કે કપટી પણ મ્હોડાના મીઠા દિવાન લલ્લુના ઉંધુ ચ-તું સમજાવવાથી ભોળા દિલના નવાબે તમામ કુટુંબીઓને વળી પાછા શહેરમાં બોલાવી લીધા.

આ રીતે ઝાંપા ઉપર પોતાના લશ્કરમાં ભંગાણ પડેલું હોવાથી ઘણાં ખરા સીપાઈઓ આમથી તેમ નાસી ગયા હતા. તેમને એકઠા કરવાના કામમાં આખી રાત્રી પસાર થઈ જવાથી સ્વારમાં પુરતી લશ્કરી તૈયારી સાથે મી. વેડરબને ફરી હુમલો કર્યો, પરંતુ ઝાંપા ઉપરના નવાબ બહાદુરના સીપાઈઓ ખરેખર અજીત યોધ્ધાઓજ હોવા જોઈએ, કે તેઓમાંનો દરેક એકસો કરતાં પણ વધારે શત્રુઓના મુકાબલામાં પણ

વિફરાએલા વાઘની માફક ગર્જનાં કરતો આમથી તેમ તલવાર ચલાવતો અને જે સામે આવતો તેને એક ઝટકે ભોંય ભેગો-ધુળ ચાટતો કરી મુકતો.

આ પરાક્રમ જોઈ મી. વેડરબને પોતાના લશ્કરને ધીરે ધીરે પાછું હઠાવી ઘણીજ ચાલાકીથી ઇદગાહને માર્ગે પુરજા ઉપર આવી બીજું કેટલુક વધારે લશ્કર મદદ માટે બોલાવી ઘણીજ પ્રબળ તૈયારી સાથે એ બાજુ ઓચિંતો હુમલો લાવી તોપોનો મારો શરૂ કરી દીધો. અહિં પણ નવાબી ટુકડીના બહાદુરો બુરજપર લડવાને તૈયારજ હતા. તેમણે વળતા જવાબમાં તીર અને બંદુકો છોડવા માંડી અને પહેલીજ હુરોળમાં મી. વેડરબન હતા, કોટ ઉપરથી આવેલી ગોળીઓના તેઓ ભોગ થઈ જમીન ઉપર ટુટી પડયા અને તરતજ મરણને શરણ થયા. આથી અંગ્રેજી લશકરની સરદારી મી. વારશીનના હાથમાં આવી. તેણે જોયું કે નવાબના માણસો કીલ્લાના રક્ષણમાં હોવાથી તેને ઘણું નુકસાન થતુ હતું. જ્યારે અંગ્રેજી લશ્કરના સીપાઇઓ મેદાનમાં હોવાથી, ઉપરથી આવતા તીર અને બંદુકની ગોળીઓનો ભોગ થઇ ટપોટપ ભોંય ભેગા થઈ મરણને શરણ થવા લાગ્યા.

આ પ્રમાણે પોતાના માણસો અને દારૂ ગોળાનો નકામો વ્યય થતો જોઇ એ જગા પણ છોડી દીધી અને ચકકર ખાઈ આડેશ્વરી દરવાજા તરફ રતન તળાવ ઉપર આવેલી ગોલવાડ

પાસે લશ્કર સાથે આવી શહેરમાં પેસી જવાના વિચારથી જીવલેણ હુમલો કરી શરૂઆતમાં ત્યાં પહેરો ભરતા સીપાઇઓમાંથી ઘણાં ખરાનો કચ્ચર ઘાણ કરી નાંખ્યો. આ વખતે નવાબ બહાદુર કુતુબપુરી દરવાજા ઉપર હતા. તેમને આ ખબર પહોંચાડવામાં આવતાં ત્યાંથી ઉઠી એકદમ લડાઈની જગા પર આવી પહોંચ્યા અને તરતજ સરદાર કમરૂદીનને તેઓની પાયગા સાથે અને મીર ફેઝીને તેઓના અરબ રસાલા સાથે ઘણીજ ઉતાવળે બોલાવી મંગાવ્યા. એ પછી બહાદુરોની માફક બહાર નીકળી પડી મુકાબલો શરૂ કર્યો.

નવાબ બહાદુર પોતે જાતે લડાઈમાં આગેવાની ભર્યો ભાગ લેતા હતા. આ વખતે તેમનો દેખાવ ખરેખર એક વિકાળ વાઘ સમાન જણાતો અને જે તરફ શત્રુદળનું જોર વિશેષ જોવામાં આવતું તેજ તરફ પોતાના જીવની પણ દરકાર સિવાય જાતે દોડી જઇ પોતાની પરાક્રમી તલવારનો સવાદ ચખાડતા. એઓનું શુરાતન જોઈ દુશ્મનો હોવા છતાં પણ મી. વારશીન મુખમાંથી વારંવાર શાબાશીના ઉદગાર કાઢતા હતા. જાતે નવાબને આ પ્રમાણે બહાદુરી બતાવતા જોવાથી એમના ગણત્રીના પણ શુરા અરબ સીપાઈઓને શુર છુટયું અને તેઓ શુરમાં ગાડાં થયા હોય એ પ્રમાણે વિફરાયલા હાથીઓની માફક તલવારો અને ભાલા ફેરવતા શત્રુ દળનો સંહાર કરતા આમથી તેમ ઘુમતા હતા.

આ પ્રમાણે જરાપણ વિશ્રામ લીધા સિવાય દોઢ દિવસ સુધી લડાઇ ચાલુજ રહી. તે દરમ્યાન અગ્રેજ સરકારના સેંકડો માણસો માર્યા ગયા અને લગભગ ૧૫૦૦ જખમી થયા. આથી તેમનામાં બે ઢીલી ફેલાએલી જોઇ મી. વારશીનને લડાઈ બંધ કરવાની ફરજ પડી જેથી તેઓએ લડાઈ બંધ કરી પાછા હઠી જઈ ગોલવાડની વખારોનો આશરો લીધો.

આ તરફ પણ નવાબ બહાદુરે તલવારને મ્યાન કરી પોતાના માણસોને આરામ લેવા હુકમ કર્યો. થાકયા પાકયા પણ મરદાનગીનો પુરેપુરો હાથ બતાવી ચુકેલા ઉત્સાહી અરબ સીપાઇઓ આનંદાવેશમાં પોતાના હાકેમના હુકમને માન આપી શહેરમાં દાખલ થઇ પોતાના પેટને આશ્વાસન આપવાના કામમાં રોકાયા.

કહે છે કે મી. વારશીન ઉપરની હારથી બીલકુલ નીરાશ થઇ લડાઇ બંધ કરી મુંબઈ તરફ પાછા ફરવાની તૈયારીમાં હતા કે નીમકહરામ દિવાન લલ્લુના મોકલેલા માણસે આવીને અંદરની સ્થીતી સમજાવતા જણાવ્યું કે તમો જવાનું માંડી વાળો અને એક વખત મારા કહેવા પર વિશ્વાસ રાખી હુમલો કરો. આ ઉપરથી પોતાની છાવણીમાંથી બીજુ તાજુ લશ્કર બોલાવી નવાબી લશ્કરની ગફલતીનો લાભ લઈ તેઓ જાણે નહિં એવી રીતે પુરતી સાવચેતી સાથે તૈયારી સાથે ઓચીતો હુમલો લાવી શતત મારો ચલાવવો શરૂ કરી નવાબના ઘણાં સીપાઇઓને કતલ કરી નાંખ્યા.

મુળમાંજ નવાબના લશ્કરની સંખ્યા અલ્પ પ્રમાણુમાં હતીજ. તેમાંથી ઘણાં ખરા બહાદુરો ખપી ગયા હતા અને ઉપર પ્રમાણે ઓચિંતી કતલથી આંગળીના ટેરવા પર ગણી શકાય એટલાજ લડવૈયા બાકી રહયા હતા. તેમને પણ પેટ પુરતું ખાવા જેટલો વખત નહિ મળવાથી અર્ધ ભુખની સ્થિતી માં હતા છતાં પણ બનતી ત્વરાએ તૈયારી કરી તેમણે સામે ધસારો શરૂ કરી દીધો અને અરબ બહાદુરોના અજોડ પ્રરાક્રમથી અંગ્રેજી લશ્કરને શહેરના દરવાજા બહાર ખુલ્લા મેદાન સુધી પાછા હઠવાની ફરજ પડી. આ વખતે સમયસુચકતા વાપરી પોતાના સીપાઇઓની સાથે શહેરમાં આવી દરવાજા બંધ કરી મુખ્ય મુખ્ય જગાએ મોરચા બંધી કરી દીધી હોતતો કામ્યાબ થવાનો સંભવ હતો, પરંતુ જોશમાં આવેલા નવાબ બહાદુરના ધ્યાન પર તે વખતે લડાઈ લડાઈ અને લડાઈ સિવાય બીજી કોઈ પણ બાબત આવી શકી નહિ; તેથી તેઓ પોતાના બહાદુરો સાથે દુશમનની પુઠે પુઠ ઝાડેશ્વરી દરવાજા બહાર સુધી આગળ વધી ગયા. એટલે પ્રથમથીજ કરી રાખેલી ગોઠવણ પ્રમાણે અંગ્રેજી લશ્કરના એક ભાગે શહેર અને નવાબના માણસોની વચ્ચે આવી જઈ પુંઠેથી બંદુકોનો મારો શરૂ કર્યો કે તરતજ નાસતા લશ્કરે પણ પાછા ફરી વળતો હુમલો કર્યો.

આ રીતે શહેરથી છુટા પડી મેદાનમાં બે બાજુથી ઘેરામાં આવી પડેલા અને શહેરમાંથી મદદ મેળવવાને ના ઇલાજ

થયેલા હોવા છતાં બહાદુર નવાબે ગણત્રીના માણસો સાથે પાછા ફરી ચારે તરફ ફરી વળેલા શત્રુઓનો સંહાર કરવામાં પોતાનો અતુલ શૌર્ય દેખાડી પોતે એક અજોડ યોદ્ધો હોવાની સાબીતી પુરી પાડી. ખરેખર આ વેળાએ નવાબ પોતે શૌર્યમાં ગાંડા થયા હોય તેમ વારંવાર અલ્લાહો અકબરની ગગનભેદી ગર્જના સાથે બન્ને હાથોમાં રાખેલી નાગી તલવારો વડે ખેડુત જેમ તુલની કાપણી કરે છે તેમ પોતાની સામને આવનાર ગમે તેવા બળવાન સીપાઇનો એકજ ઝટકાથી શિરચ્છેદ કરતાં શત્રુદળને ચીરી અંગ રક્ષકો સાથે સહીસલામત શહેરમાં દાખલ થઈ દરવાજો બંધ કરી દીધો.

હવે મી. વારશીને કીલ્લો તોડી શહેર ઉપર કબજો કરવાના વિચારથી શહેરની ચારે તરફ પોતાના માણસો મોકલી કઈ તરફથી હુમલો કરીએ તો સહેલાઈથી પ્રવેશ કરી શકાય એમ છે, તેની તજવીજ કરાવી યોગ્ય બાતમી મળેથી ઝાડેશ્વર દરવાજા આગળ થોડા માણસો રાખી બાકીનું લશ્કર બુરજ સામે થોડા થોડા માણસો ગોઠવી સંખ્યાબંધ તોપો વહાણો અને ખાસ પલ્ટન સાથે બુરજા ઉપર આવી જમીન અને નદીમાંથી મકકી દરવાજાથી તારા સીતારાના બુરજ સુધી બે દીવસ જોસભેર તોપોનો મારો ચલાવ્યો જેને પરિણામે ૨૧મી તારીખે કોટની સફીલ અને મકકઈ દરવાજો ટુકી તારા બુરજ સુધી મેદાન થઈ ગયું, છતાં પણ ખુલ્લી રીતે શહેરમાં પ્રવેશ

કરવાની કોઈ પણ હીંમત કરી શકયું નહિ અને તારા સીતા-રાના બુરજની વચ્ચે નીચાણમાં આવેલા કુડીના બુરજ આગળ અંગ્રેજ સરદારે કેટલાક ચુંટી કાઢેલા લડવૈયાઓને સંતાડી રાખ્યા.

કહે છે કે કોટના તુટવાથી નવાબ સાહેબને શહેરના બચવાની આશા રહિ નહિ જેથી આ નેક દિલ નવાબે પોતાના નોકરો ચાકરોનો ચઢેલો પગાર ચુકવી આપ્યો અને શહેરના વહેપારીઓ દુકાનદારો અને ગૃહસ્થોને બોલાવી તેમની લહેણી રકમનો હીસાબ તપાસી જોઈ પાઇએ પાઈ વસુલ આપવાના કામમાં રોકાયેલા હતા, તે વખતનો લાભ લઈ લલ્લુ દિવાને સંતાઈ રહેલા લશ્કરને શહેરમા પ્રથમ પ્રવેશ કરાવ્યો જે બાજુએ આ લોકો આવતા હતા તે તરફ સૈયદ શેખન પોતાની આરબ ટુકડી સાથે પહેરો ભરતો હતો તેણે શત્રુના સીપાઇઓને આ પ્રમાણે આવતા જોઇ હથીઆરો સંભાળી તેમને આગળ વધતા અટકાવ્યા. આથી સામસામા ઝપાઝપી શરૂ થઇ. તેમાં સૈયદ શેખન જે એક બહાદુર લડવૈયો હતો તેણે એકલે હાથે ઘણાં માણસોને કતલ કર્યા. પરંતુ કમનસીબે ગોળી વાગવાથી જમીન ઉપર પટકાઈ પડી મૃત્યુવશ થયા અને તેમના માણસોને પોતાના જીવના જોખમમાં નાખવા છતાં પણ શુભ પરિણામની આશા નહિ જણાવાથી તેઓ નાસી મદ્રસાના મકાનમાં નઈમ બેગની પનાહમાં આવી એકઠા થયા અને શહેરી પુરૂષ સ્ત્રીઓમાં પણ નાશ ભાગ શરૂ થઈ ગઈ.

કોઈ પોતાની દોલતની ગોઠવણમાં તો કોઇ વખારોમાં ભરેલા માલના રક્ષનાર્થે, તો કોઈ પોતાના વિખુટા પડેલા બાલબચ્ચાઓને ભેટવાની વ્યવસ્થામાં રોકાયલા હતા, તો કોઇ જીવ લઈને નાશી જતાં જોવામાં આવતા હતા.

ઉપર પ્રમાણે સંતાઈ રહેલા માણસોના શહેરમાં પ્રવેશ થયાના સમાચાર મળ્યા કે તરતજ મી. વારશીન પાંચ હજાર (૫૦૦૦)માણસોના કાફલા સાથે મકકી દરવાજે ચઢી શહેરમાં ઈનાયતવાડા આગળ આવી પોતાની પલટનની ત્રણ હાર કરી. તે વખતે નવાબ બહાદુર કુતુબપુરી દરવાજા આગળ હતા. તેમને સૈયદ શેખનના મૃત્યુની અને અંગ્રેજોના શહેરમાં પ્રવેશની ખબર મળી. આથી તેઓ ગાંડાની માફક તે તરફ દોડયા તે જ્યારે શેખ જાફરની હવેલી આગળ પહોંચ્યા ત્યાં પોતાના કાકા મીરઝા નઈમબેગને હાંફતા હાંફતા સામેથી પોતાના તરફ આવતા જોઈ ઉભા રહયા. તેઓ પાસે આવ્યા એટલે તેમને પુછયું કે તમારો મોરચો છોડી કેમ આવવું પડયું ? જેના જવાબમાં તેમણે મકકી દરવાજેથી અંગ્રેજી લશ્કરનું શહેરમાં દાખલ થઈ ઈનાયતવાડા સુધી પહોંચી જવું - તેમજ લોકોની નાસભાગનું વિગતવાર વર્ણન કર્યું.

આથી તેઓ પાછા ફરી ઈનાયતવાડા તરફ જવા લાગ્યા પણ થોડાક ડગલા ચાલ્યા હશે એટલામાં મીરઝાં નઈમબેગે આગળ ફરી વળી બન્ને હાથ પહોળા કરી તેમને આગળ

જતા અટકાવી ઘણીજ આજીજી અને પિતૃભાવ પ્રદર્શીત કરતી મિશ્રીત ભાષામાં કહ્યું કે મારા બહાદુર નવાબ, તમોએ આ વખતે કોઈ કલ્પનામાં પણ આવી શકે નહિ એવું શુરાતન બતાવી આપ્યું છે જેથી ભવિષ્યમાં પણ તમને શેરદિલ નવાબ તરીકે લોકો યાદ કરશે એમાં લેશ પણ શંકા લાવવા જેવું નથી. તમો ખરેખર બહાધુરીમાં અજોડ હોવાથી એકલે હાથે પણ સેંકડો શત્રુઓને યમના મુખમા ધકેલી શકશો પરંતુ આખાએ શત્રુદળનો સંહાર કરી શકો એમ તો નથીજ અર્થાત આ પ્રસંગે સાહસ કરી જીવન આપવાથી પણ શહેરનો બચાવ થઈ શકે એમ નથી તો પછી આપ આ પ્રમાણે પોતાના અમુલ્ય જીવનનો ભોગ આપો તે કરતાં જીવતાં હશો તો કોઇ વખતે અસલ સ્થિતિ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થશો. માટે હાલતો શહેર છોડી ઝાડેશ્વરી દરવાજાના રસ્તે નિકળી જવામાંજ હિત સમાએલું છે. વગેરે.

નવાબ સાહેબ હંમેશાં પોતાના આ વયોવૃદ્ધ કાકા તરફ માન ધરાવતા હતા. તેમના આ પ્રમાણે સમજાવ્યાથી જોઈતી અસર થવા પામી અને તેઓએ તેમ કરવા સંમતિ આપી. એટલે તરતજ એક ઘોડો મંગાવવામાં આવ્યો જે ઉપર સ્વાર થઈ ઉગમણી દિશા તરફ ચાલી નીકળ્યા. તેઓ ઝાડેશ્વરી દરવાજા આગળ પહોંચ્યા તો ત્યાંથી કેટલાક સીપાઇઓને નાશતા દીઠા તેમને પોકાર કરી ઉભા રાખી

દીલાસો આપ્યો. આ લોકો ૩૦–૪૦ની સંખ્યામાં હશે. તેમને માણસોની ભરતી કરવાનું કામ સોંપી આજુબાજુના પ્રદેશમાં મોકલી આપ્યા અને પોતેજ તે જગ્યાએ તને તનહા મુકામ કર્યો. આ ઉપરથી નવાબ પોતે કેટલા નીડર હતા. તેની સાબીતી મળી આવે છે.

આ પણ એક કુદરતનો ખેલ નહી તો બીજું શું કે એક વખત એવો પણ હતો કે મજકુર નવાબ જ્યારે આ રસ્તેથી પાલખીમાં બેસી મખદુમ શાહ શરફુદ્દીન (રહ.)ની દરગાહ ઉપર ફાતેહા ખ્વાનીએ જતા હતા ત્યારે તરેહ તરેહના વાજા અને નગારાઓના દુંદુભી નાદથી નદીના પાણી પણ હાલી ઉઠતાં. આગળ ઢીલી સુરવાળો, રંગીન ડગલા અને વાંકી પાઘડીઓવાલા બહાદુર સીપાઈઓ કેડે શીરોહીની પાણી-દાર અને ચાંદીની મુઠોવાલી તલવારો લટકાવી કીંમતી સાજ અને ઝાલરોથી શણગારેલા દેશી વિદેશી ઘોડાઓ કુદાવતા નચાવતા સ્વારીના હુનરમાં પ્રવીણ હોવાનો પુરાવો રજુ કરતા હતા.

જ્યારે બાજુ પરથી ચોબદારોના આકર્શક શબ્દોથી લોકોનું ધ્યાન ખેંચતા પાછળ પાછળ પાયદળ સીપાઈ હારબંધ લશકરી ઢબથી ચાલતા બજારો હુક્કાનો અને ઓટલાઓ ઉપર લોકોની ઠઠ જામેલી નજરે પડતી અને છજાં જાળીઆં અને બારીઓથી પુષ્પ વૃષ્ટી થતી હતી તેજ નવાબ આજે કાળ-

ચક્રનો ભોગ બની ઝાડેશ્વરી દરવાજા બહાર સગાં વહાલા નોકર ચાકર અને માલ દોલત વગેરેથી વીખુટો પડી એકલી જાતે પોતાનાંજ શહેરમાં વિદેશીઓને આમતેમ ફરતાં અને ગઈ કાલે જે મહેલ ઉપર પોતાની સર્વોપરિ સત્તા હતી તેજ મહેલના ઉંચા ભાગ પર આજે કંપની સરકારનો વાવટો જોઇ મનમાંને મનમાં ગમ ખાઈ લોહીના ઘુંટ પી રહયા છે. ખરેખર કાલની ગતી વિચિત્ર છે.

આ રીતે જોત જોતામાં ત્રણ દીવસ વીતી ગયા પરંતુ મોકલેલા માણસો પૈકી કોઇ પણ માણસ પાછું ફરેલું નહીં હોવાથી ચીંતાતુર સ્થિતિમાં નવાબ બહાદુર પોતાના ઘોડાની પીઠ પર હાથ ફેરવતા ઉભા હતા. ત્યાંતો વીસ પચીસ પુરભય્યા અને દસ પંદર ઘોડેસ્વારોની સાથે દીવાન લલ્લુ પણ આવી પહોંચ્યો. તેણે આવતાંજ નવાબ બહાદુરને સંબોધી કહયું કે તમો આ પ્રમાણે એકલા અહિ રહો એ ઠીક નહિં, જરા આંખ ઉઘાડીને જુઓ તો ખરા કે શહેર ઉપર કોની ધજા ફરકી રહી છે અને કોના સીપાઈ પહેરો ભરી રહયા છે, શું તમને ખબર નથી કે બે ચાર દીવસ પહેલાં તમોએ એ લોકોમાંના સેંકડો માણસો કાપી નાંખ્યા છે, શું તમો નથી જાણતા કે અમોએ એમના સરદાર મી. વેડરબનનો ભોગ લીધો છે. શું તમો એમ કહી શકો છો કે તમારા હાથે એમના દારૂખાનાનો સત્યાનાશ વળી

જવાથી મી. ગબીરને હાર ખાઇ અપમાન સાથે પાછા ફરવું પડયું નથી? શું તમો ખાત્રી આપી શકો છો કે મુખ્ય કાઉન્સીલર મી. વેડરબનનું તમોએ ભર સભામાં અપમાન કર્યું નથી? શું તમો સિધ્ધ કરી શકશો કે કરેલા કરાર પ્રમાણે નાણા નહિં આપવાની તમોએ ભુલ કરી નથી? આ બધું જોતાં ભોગ જોગે તમો પકડાઇ ગયા તો તમારા જીવનો બચાવ થઇ શકશે ખરો કે? માટે જીવ બચાવવો હોય તો હાલ તરત તો આ જગાએ ક્ષણ પણ નહિં થોભતાં એકદમ જ્યાં ફાવે ત્યાં ચાલ્યા જાવો, એજ હિતકર છે. માટે ચાલો હું પણ તમારી સાથેજ આવું છું.

આ બધુ સાંભળી રહયા પછી નવાબ બહાદુરે જવાબ આપ્યો કે મને મારા જીવની લેશ માત્ર પરવા નથી તો પછી તમોએ જણાવેલી સઘળી બાબતોનો વિચાર કરવો નિરર્થક છે. વિચાર ફકત એકજ વાતનો છે કે ગમે તે પ્રકારે ભરૂચમાંથી શત્રુને દુર કરવો અને તે માટે હુ તમારી મદદ માંગુ છું. ભરૂચ મારૂં તેવું તમારૂં પણ વતન છે એટલુંજ નહિં પણ હું એક નવાબ તરીકે અને તમો દિવાન તરીકે સત્તાધિકારી તરીકે રહેલા હોવાથી ભરૂચવાસીઓ આપણુ બન્નેની પ્રજા છે. આથી દેશહિત સાથે પ્રજાહિત જાળવવા માટે પણ વિદેશી સત્તા અટકાવવાની ફરજ આપણા

બન્નેના માથે સરખાજ પ્રમાણમાં આવી પડે છે. એ રીતે પણ મને મદદ કરવાની તમારી ફરજ છે, પરંતુ મનમેલો દિવાન લલ્લુ ઠાવકું મ્હોં રાખી બોલ્યો, સાહેબ હાલની પરિસ્થિતી જોતાં અત્રેથી નાસી જવા સિવાય બીજો એકે ઉપાય આપણા હાથમાં નથી. જેટલો વખત વિલંબ કરવામાં જાય છે તે હાનીકારક હોવાનો ભય છે, માટે સત્વર તૈયાર થઈ જાઓ આ જવાબે નવાબને અતિશય નિરાશ બનાવી મુકેલા હોવાથી તેમના મુખમાંથી આકસ્મિક ઉદ્દગાર નીકળી પડયો કે શું ત્યારે ભાઈ લલ્લુ આપણે એમજ સમજવું કે હવે આપણા હાથમાંથી કીલ્લો ગયો? જેના જવાબમાં લલ્લુએ જણાવ્યું કે સરકાર કીલ્લો તો જ્યાં છે ત્યાંજ છે, પણ કીલ્લામાંથી આપણે જઇએ છીએ. આ શબ્દોથી "દાઝયા ઉપર ડામ" જેવું દુઃખ થવાથી તેઓ બેભાન થઇ જમીન ઉપર તુટી પડયા.

આ સમયનો લાભ લઈ માણસોની મદદથી નવાબ બહાદુરને બેભાન અવસ્થામાંજ ઘોડા પર નાંખી જેમ જાળમા સપડાઇ બેભાન થઇ પડેલા સિંહને બેભાન અવસ્થાનો લાભ લઈ કોઇ શીકારી તેને કેદ કરી લઇ જાય તેવી રીતે દીવાન લલ્લુ રસ્તે પડયો. આ વખત શહેરમાં અંધાધુંધીનું સામરાજ્ય જ્યાં જુઓ ત્યાં લુંટફાટ ચાલતી હોવાથી હોહાકાર વર્તી રહયો હતો. લોકો નાશભાગ કરતા જેને જ્યાં જગા મળતી

ત્યાં સંતાઈ રેહેતો. સ્ત્રી વર્ગના હ્રદયફાટ રડારોળથી આકાશમાં ઉડતા પક્ષીઓ પણ સ્થંભી જતા હતા. આ સ્થિતીમાં ઘણાં લોકો શહેર છોડીને પણ નાસી જતા હતા. તેમાંના ખાસખાસ માણસો પૈકી નવાબના પુત્ર નજુમીયાં, સૈયદ બડુ તેમનો દીકરો ખાનમીયાં, રોશનઅલી વિગેરે હતા. જેઓ શહેરની હદથી બે અઢી ગાવ જંગલમાં દિવાન લલ્લુ અને નવાબ સાહેબને મળ્યા. આ વખતે જંગલી સ્વચ્છ હવાથી નવાબ સાહેબને ભાન આવ્યું હતું. તેઓને સદર્હુ માણસોનો મેલાપ થવાથી આનંદ થયો. ગરજકે આ દુઃખી કાફલો મોજે નંદેવાલને રસ્તે જતો હતો. રસ્તે ચાલતાં પણ દીકરીને ગામ અને વહુને શીખામણ એ કહેવતનુસાર દિવાન લલ્લુ સૈયદ બડુને ઉદ્દેશીને વાત વાતમાં નવાબ બહાદુરને મહેણું મારવા ચુકતો નહિં.

દાખલા તરીકે તેણે રસ્તો વહેલો કપાવાનું બહાનું કાઢી એક વાર્તાના રૂપમાં જણાવ્યું કે ભાઇ સૈયદ બડુ ! એક બહાદુર સીપાઈની પાસે એક ઘોડો હતો. સીપાઇએ એક વખતે વગર વાંકે પેલા ઘોડાને એટલા જોરથી કોરડાનો ફટકો માર્યો કે તેની આંખ ફુટી ગઈ અને તેથી ખોડીલો ઘોડો કહાવ્યો. આ બાબતનો દ્વેષ મનમાં રાખીને પોતાના માલીક ઉપર વેર લેવાના દાવમાં હતો. લાંબી મુદતે એક વખત સદર્હુ સીપાઈને લડાઈમાં જવું પડયું, ત્યારે

લડાઈના કામમાં અનુભવથી ઘડાઈ રહેલા પેલાજ ઘોડા ઉપર સ્વાર થઇ લડાઈના મેદાનમાં શત્રુ સામે ગયો અને જે વખતે સામસામાં લશ્કરો આવીને ઉભા રહયાં અને એક બીજા ઉપર હુમલો કરવાનો ઉપરીઓ તરફથી હુકમ થયો તેજ વખતે પેલો ઘોડો અડીએલ બની ગયો અને તે ગમે તેટલો માર મારવા છતાં લગામ ખેંચી ખેંચીને થાકી જવા છતાં એક ડગલું પણ આગળ વધ્યો નહિ. તે એટલે સુધી કે શત્રુના સીપાઇઓએ તેને ઘેરી લઈ મારી નાખંવાની અણી પર હતા તેજ વખતે આ દ્વેષી પણ આ ખાનદાની ઘોડાને પોતાના ધણીનું ખાધેલું હલાલ કરવાનો વિચાર આવ્યો જેથી છલાંગ મારી શત્રુ ઉપરથી કૂદી જઇ પોતાના સ્વારને સહી સલામત લઇને નીકળી નાઠો.

મતલબ કે આ બહાદુર નવાબે તો રૂપીયા બે લાખનો દંડ કરી મારી કીર્તિને કલંક લગાડયું હતું તેના બદલામાં હું ધારતતો અંગ્રેજોના હાથે આ દુનીયામાં એમનું નામ અને નિશાન સુધ્ધાં મટાડી આપત પણ હું એક ખાનદાની હેવાથી મને એટલે દરજ્જે લુંણુ હરામી થવું વાસ્તવિક નહિં જણાયાથી હું એઓને સહીસલામત લઇ જાઉં છું.

આ પ્રમાણે દિવાન લલ્લુ આળીઅવળી જેમ ફાવે તેમ

વાતો કરતો હતો પણ નવાબ સાહેબનું ધ્યાન તેના તરફ બીલકુલ હતું નહિ. તેઓતો પોતાના વિચારમાં એટલા બધા ગુંથાએલા હતા કે આજુબાજુ શું થાય છે અથવા એઓ કયે રસ્તે અને કયાં જાય છે તેનું પણ તેમને ભાન ન હતું. આ રીતે ચાલતા ચાલતા આ નાની સરખી ટોળી સુર્ય આથમતાં આમોદની સીમમાં આવી પહોંચી. અને જ્યારે તેઓ આમોદની લગભગમાં આવ્યા ત્યારે સામેથી બળતી મસાલો સાથે કેટલાક માણસોને પોતાની તરફ આવતા જોયા એટલે નવાબ સાહેબની રજા લઇને દિવાન લલ્લુ તે કોણ છે કયાંથી આવે છે અને કેમ આવે છે વિગેરે હકીકતની તપાસ સારૂ ગયો. તે ત્યાં જઇને જુએ છે તો તેને પોતાનોજ છોકરો કેટલાક માણસો સાથે તેમનીજ ઢુંઢમાં આવેલો દીઠો. આ રીતે બાપ દીકરાનો આકસ્મિક ભેટો થયા પછી પરસ્પર છુપી વાતચીત કરી બધા આમોદમાં દાખલ થયા.

હવે નવાબ સાહેબે અહીં ભાગોળ ઉપર ખુલ્લા મેદાનમાં પડાવ નાંખ્યો. શીયાળાની રૂતુ હતી, ઠંડો પવન ફુંકાતો હોવાથી ટાઢનું જોર વિશેષ પ્રમાણમાં હતું. નવાબી ટોળીના માણસો પાસે ઓઢવા પાથરવાનું સાધન પુરતા પ્રમાણમાં નહિ હોવાને લીધે તેઓ ધ્રુજી રહયા હતા. તેવે વખતે એક ચારણ આમોદ કસ્બામાંથી આ તરફ આવતો હતો તેણે નવાબ સાહેબને આવી સ્થિતીમાં જોઇ દુહો કહયો કે:—

સિંહાસન શોભાવતો ભૃગુપુરનો રાજ

કેડે તેગો શોભતો શોભે સર પર તાજ

વાઘ સરીખો ગર્જતો જંગે રાખે લાજ

એસો મોઅઝઝખાંન એ મનડા દેખો આજ.

એથી નવાબ સાહેબને પોતાનો ભુતકાળ યાદ આવ્યાથી ડુમો ભરાઈ આવ્યો, પરંતુ તરતજ રાજી બ રજાએ હકનો ખ્યાલ મનમાં લાવી આ ખુદાના બંદાએ પોતાના મન ઉપર કાબુ મેળવી પોતાના દીકરા નજૂમીયાં પાસેથી દોશાલો લઈ ચારણને અર્પણ કરી તેને વિદાય કર્યો.

આ વખતે લગભગ દોઢ પહોર રાત વિતી જતાં દિવાન લલ્લુ નહિ આવવાથી પોતાના એક માણસને તેડવા સારૂ મોકલ્યો તેણે કસ્બામાં જઈ લલ્લુને નવાબ સાહેબનો સંદેશો જણાવ્યો. તેના જવાબમાં નવાબને આપવા સારૂ પાંચસો રૂપીયા આપી કહ્યું કે તમોને અહીંયા રેહવું ઠીક નથી માટે બનતી ત્વરાએ અહીંથી ઉઠાગરી કરી દિલ્હી પહોંચી જાવો કે ત્યાં આપની બનતી સરભરા થઈ શકશે. હું ગરીબ વાણીયો હોવાથી આપની સાથે આવી શકાશે નહિ માટે મને માફ કરો. પેલા માણસે આવીને સઘળી હકીકત જણાવી પાંચસો રૂપીયા રજુ કર્યા તો પણ નવાબ સાહેબે છેલ્લી મુલાકાત માટે આવવાનું જણાવી તેજ માણસને મોકલ્યો પરંતુ દિવાન લલ્લુએ એવું જણાવી તેને પાછો કાઢયો કે મને આમોદ દરબારે કેદ કર્યો

છે. તેઓ મને આપની પાસે આવવાની રજા આપતા નથી માટે લાચાર છું. તમો હાલતો ચાલ્યા જાઓ, મારો છુટકારો થશે ત્યારે આપને આવી મળીશ. ઉપર પ્રમાણે બનાવટી સંદેશો દિવાન લલ્લુએ છેવટનો મોકલ્યો પછી પોતાના ઓળખીતા કેટલાક પોલીસના માણસોને ભાગોળે નવાબ બહાદુરની ટોળીને આમોદની હદમાં કાઢી મેલવા સારૂ મોકલ્યા.

નવાબ બહાદુરને પેલા માણસે આવીને લલ્લુનો છેવટનો સંદેશો કહી સંભળાવ્યો તેથી ચિંતામાં તો હતાજ તેમાં વળી ઉપર જણાવ્યા પ્રમાણે મોકલેલા સીપાઈઓએ આવીને ઉતાવળે કુચ કરી જવાનું કહેવાથી એકદમ ગુસ્સામાં આવી જઈ તલવાર પર હાથ નાંખ્યો, આ દેખાવ જોઈ સૈયદ બડુમીયાંએ દોડતા આવી કદમોમાં પડી ઘણીજ આજીજી સાથે જણાવ્યું કે જહાંપનાહ, આ વખત લડાઈ કરવાનો નથી; આપણી સ્થિતી ઘણીજ કફોડી છે, આપણી ચારે બાજુએ શત્રુઓ ભરાઇ રહ્યા છે, તેમાં હાથે કરીને આમોદ દરબારનો વધારો કરવો વાસ્તવિક નથી. કોને ખબર છે, કે આ સીપાઈઓ દરબારના હુકમથી આવ્યા છે કે કોઈ દગાબાજના ભરમાવ્યાથી સતાવી રહ્યા છે. ગમે તેમ હોય પણ હાલ આપણે કોઇની સાથે શત્રુવટ કરવા જેવી સ્થિતિમાં નથી, માટે આ જગાએથી કુચ કરવી એજ ઉત્તમ છે.

વફાદાર અને ખાનદાની ગ્રહસ્થના આ પ્રમાણેના ભાષણની ઘણી સારી અસર થવાથી નરમ પડી તેજ વખતે ઉપડી જવાનો નવાબ બહાદુરે હુકમ આપ્યો અને તેનો તરતજ અમલ થયો અને મધરાત્રીનો વખત પણ રસ્તાથી અંજાણ હોવા છતાં પણ ઉત્તર દીશા તરફ ચાલવા માંડયું. અને પડતા અથડાતાં મહિકાંઠા પર આવી પહોંચ્યા.

આ વખતે જગતને પ્રકાશિત કરનાર સુર્ય પૂર્વ દીશા તરફથી સોનેરી કીરણો લંબાવી પ્રગટ થવાની તૈયારીમાં હોવાની પૃથ્વી જનોને ખબર આપી રહયો હતો. લોકો બહોળા પાણીમાં નહાતા ધોતા નજરે પડતા હતા. માછી લોકો લંગોટી ભેર ખભાપર કાવડો મુકી રાતની બાંધેલી જાળોમાં ફસાએલી માછલીઓ લઈ આવ્યાની ધુનમાં પાણીમાંથી ઉછળતા કુદતા દોડી રહયા હતા. ગામડાના છોકરાઓ પૈકી કોઈ કીનારાપરની ધુળમાં રગદોળાતા તો કોઇ કાદવ કીચળમાં ખરડાવા તો કોઇ છાછરા પાણીમાં છળછળીઆં કરતા જોવામાં આવતા.

નદીમાનાં વિશાળ ટાપુ ઉપરના લીલા ઘાંસનો દેખાવ આંખોને ઠંડક આપી રહયો હતો. ધીમે ધીમે ઉપર ચઢતાં સુર્યનો શાન્ત તડકો પડવાથી રૂપેરી ચળકાટ મારતાં પાણીના મોજાંઓ આકર્ષિક દેખાવ રજુ કરી રહયાં છે. છતાં આપણા નવાબ બહાદુરની આ નાની સરખી ટોળકીના માણુ-સોની નજરમાંતો આ બધું શુન્ય ભાસતું હતુ. તેઓ તો હાથ મ્હોં

પાણીથી સ્વચ્છ કરી આવી દુખી સ્થિતીમાં પણ નિત્યના નિયમાનુસાર સવારની નમાજથી પરવારી પોતાના પેદા કરનારના નામની માળા જપી રહ્યા હતા. આ પછી થોડો વખત વિશ્રાંતીમાં ગાળી ઘોડાઓને, ટેકરી પરથી ઘાંસ ચરતા હતા ત્યાંથી લાવી તે પર સ્વાર થઇ આગળ ચાલવા માંડયું. જ્યારે તેઓ સામેના કીનારેની લગભગ પહોંચ્યા ત્યારે ત્યાંના એક પ્રખ્યાત અને બહાદુર કોળી જાલમ જાળીઆને આ ખબર પહોંચી. પ્રથમતો તેણે આ વાતને સત્ય માની નહિ કારણ તે સારી પેઠે જાણતો હતો કે ભગ્રપુરના મુસલમાન નવાબ મોઅઝઝખાંન હાલના વખતે હીંદુસ્થાનના બહાદુર યોધ્ધાઓમાં સર્વથી વધારે બળવાન લડવૈયો આમ ઓચિંતો રાજપાટ છોડી નાસી આવે એ તેને અસંભવિત જણાવ્યું, પરંતુ ખબર આપનાર માણસે ભાર દઇને પોતાની આપેલી ખબર સત્ય હોવાનો દાવો રજુ કર્યો ત્યારે તેની ખાત્રી કરવા સારૂ પોતે જાતે સામો આવ્યો.

આ પ્રદેશમાં કોળીઓની વસ્તી વિશેષ પ્રમાણમાં છે તેમાં આ જાલમ જાળીઓ સરદારી ભોગવતો હતો, એના હુકમને માન આપવાને ચાર હઝાર કોળી લોકો તે વખતે પોતાનું ગૌરવ સમજતા. જ્યારે આ કોળી સરદાર સામે કિનારે નિચાણની ભુમી પર આવ્યો ત્યારે તેણે પોતાના ઓળખીતા સૈયદ બડુ સાથે કેટલાક ઘોડેસ્વારોને પોતા તરફ

આવતા જોયા. આથી તેને મળેલી ખબર સત્ય હોવાનો ભાસ થયો તો પણ સંપુર્ણ ખાત્રી કરવાના વિચારે આગળ વધી સૈયદ બડુ સાથે બગલગીર થયો અને તે પછી વિનય પુર્વક સાથેના માણસોની ઓળખાણ આપવાનો સવાલ કર્યો. જેના જવાબમાં આંખમાં આસું સાથે સૈયદ બડુએ ભરૂચ છોડી આવવાની હકીકત ટુંકમાં જણાવી. તેની સાથે નવાબ બહાદુરની ઓળખાણ કરાવી ખંભાત જવાનો વિચાર કર્યો.

જાલમ જાળીઓ જાતનો કોળી હોવા છતાં કુળવાન ગૃહસ્થને છાજે એવા ઉત્તમ ગુણ તેનામાં હતા. પ્રથમતો લાગણીનો માર્યો નવાબ બહાદુરને ભેટી પડયો. આ વખતે લાગણી ઉશ્કેરાઈ આવ્યાથી તેનું હૈયું ભરાઈ આવ્યું હતું. થોડી વારે મન શાંત થયું એટલે પોતે નવાબ સાહેબના ચરણો પાસે બેસી ગયો અને ઘણાજ વિનય પુર્વક, નિષ્કપટપણે વિનંતીના રૂપમાં કહેવા લાગ્યો, મારા નવાબ બહાદુર સાહેબ આપે લડાઈના વખતે મારા જેવા ગરીબ કોળીને યાદ કેમ ન કર્યા ? શું આપ જાણુતા નહુતા કે આપનો એક ભાવિક સેવક મહીકાંઠામાં રખડતો ફરે છે, તેની આંગળીના ઈશારા ઉપર મરી ફીટવાને દોઢ લાખ તીરંદાજ લડવૈયા તૈયાર રહે છે. અથવા ખબર હોવા છતાં આપને મારામાં વિશ્વાસ નહિ હોય તેથીજ આપની સેવા બજાવવાનો પ્રસંગ આવ્યો નહિ હોય અને

ખરેખર તેમ હોવું પણ જોઇએ કે આ પહેલાં કદી પણ મેં અભાગ્યાએ આપની કંઇ પણ ચાકરી કરીજ નથી એટલે આપને મારામાં વિશ્વાસ આવી પણ કેમ શકે ? ખેર, ભાગ્યમાં જે થવાનું હતું તે થઈ ગયું. એથી નીરાશ ન થતાં મારી અરજ ધ્યાનમાં લઇ આપ ખંભાત જવાનું માંડી વાળો. ત્યાં પણ અંગ્રેજોની કોઠીઓ હોવા ઉપરાંત ખંભાતના નવાબ અને અંગ્રેજો વચ્ચે મીત્રાચારી હોવાથી આપની જોઈએ તેવી સરભરા થશે નહિં, એથી ઉલ્ટું ત્યાં આપની સતામણી થવાની શંકા રહે છે માટે આપના આ ગામડીયા સેવકની પરોણા ચાકરીનો સ્વીકાર કરી અત્રેજ રહો. મારાથી બની શકતી દરેકે દરેક સેવા કરવાને હું હાજર રહીશ વિગેરે.

નવાબ બહાદુરે કોળી સરદારનો આવો પ્રેમ અને શુધ્ધભાવ જોઇ ખંબાત જવાનો વિચાર માંડીવાળી દેવાણમાં મુકામ રાખવાનું કર્યું, એટલે તરતજ જાલમે પોતાના એક વિશાળ અને સુંદર મકાનમાં તેમને ઉતારો આપી જરૂરી ખર્ચની પણ ગોઠવણ કરી દીધી એટલૂંજ નહિ પણ પોતાની ટોળીના માણસોમાંથી જરૂર જોગા માણસોને દરરોજ વારાફરતી આ બાદશાહી મેહમાનની ચાકરીમાં ખડે પગે હાજર રહેવાનો બંદોબસ્ત કર્યો. કોળી સરદારની આ પ્રમાણેની પરોણાગતથી નવાબ બહાદુરને ઘણોજ સંતોષ થયો.

આ રીતે દીવસો પછી દીવસ વીતવા લાગ્યા. કોળી સરદાર પણ આ બહાદુર રાજકર્તાને પોતાના જેવા એક

ગામડીયાના નસીબ સંજોગે પધારેલા જોઇ પોતાને ભાગ્યશાળી સમજતો હોવાથી તન મન અને ધનથી તેઓની ચાકરી શુધ્ધ ભાવથી કર્યે જતો હતો. છતા વખતો વખત પોતાના કુટુંબી જનોની યાદ થઈ આવ્યાથી નવાબ બહાદુર ચિંતામાં રેહતા હતા, તેમાં વળી સૈયદ બડુ થોડા દીવસ માટે ખંભાત ગયા.

## પત્રવહેવાર

સૈયદ બડુના જવાથી ખંભાતના નવાબ સાહેબ પણ સંપુર્ણ હકીકતથી વાકેફ થયા એટલે તેઓએ મીત્ર ભાવે જણાવ્યું કે,

ભાઇ મોઅઝઝખાન, આપણે બન્ને એક બીજાના ભાઈ છીએ અને મેં કંપની સરકાર સાથે મીત્રાચારી કાયમ કરવાની સલાહ આપી હતી, પરંતુ આપે મારી સલાહનો તિરસ્કાર કરી લડાઇનો અગ્નિ ભડકાવ્યો જેમાં સેંકડો લડવૈયા ઉપરાંત આપની માલ મીલકત અને સગાસ્નેહીઓને હોમી દઈ પોતાને હાથેજ આ પ્રમાણે દુઃખ વહોરી લીધું. એ બધું તો ખરૂં પણ હવે મારા જેવા ભાઈના હયાત હોવા છતાં આપ જેવા સમજુભાઈ આ પ્રમાણે મારીજ હદમાં આવેલા

અને મારીજ પ્રજા તરીકે ગણાતા એક કોળીને ત્યાં મુકામ રાખો એ ઠીકતો નજ કહેવાય, છતાં આપને એ જગાએ ગોઠતું હોય અને વાજબી લાગતું હોય તો આપના ત્યાં રહેવાથી પણ હું ખુશી થઈશ પરંતુ આપની મહેમાનગીરીનો બધોજ ભાર તો હમેશને માટે મને ઉપાડી લેવા દેશો એવી આશા રાખી પ્રારંભમાં આ સાથે આપની સગવડ માટે કેટલોક સામાન અને નજીવી રોકડ રકમ મોકલું છું. તેનો સ્વીકાર કરી આભારી કરશો " વગેરે હકીકત ઉપરાંત દીલાસા રૂપી કેટલીક વિગત લખી પોતાના ખાસ માણસને તે પત્ર અને જરૂરી સામાન, નાણા વગેરે સાથે મોજે દેવાણ મોકલી આપ્યો. તેણે આવી મોકલેલી વસ્તુઓ અને પત્ર રજુ કર્યાં. તેનો આભાર સાથે સ્વીકાર કરી જવાબમાં સ્પષ્ટીકરણ રૂપે લખી જણાવ્યું કે,

ભાઈ શ્રી, નસીબ સંજોગે મારે આ રીતે ભરૂચ છોડવું પડયું. પહેલા મેં આપને મદદ માટે વિનંતી કરી હતી, પરંતુ આપે મદદ મોકલવાને બદલે મને સલાહ આપી હતી, તે કામ આજે આપને ડહાપણ ભર્યું લાગતું હશે ખરૂં પણ તે વખતે આપે મારી માંગણીનો સ્વીકાર કરી જોઈતી મદદ મોકલી આપી હોત તો આટલે દરજ્જે મારી પડતી દશા થવા પામતે નહિં, એમ મારૂં માનવું છે, છતાં ભાઈ શ્રી હું એ બાબતમાં મારા ભાગ્ય સિવાય બીજા કોઇને પણ દોષ

દેતો નથી. ભાવી પ્રબળ છે. મતલબ મનુષ્યતો ગમે તે ધારે પણ નસીબમાં જે થવાનું હોય તે થઈનેજ રહે છે.

ભાઈ આપે નીરાધાર સ્થિતીમાં આધાર રૂપી પત્ર મોકલી મારૂં સ્વાગત કર્યું તે બદલ અંતઃકરણથી આપનો આભાર માનું છું. વળી પ્રથમ ભરૂચથી નીકળીને દીલ્લી તરફ જવાનો મારો વિચાર હતો પરંતુ આ કોળી સરદારની સ્નેહ ભરી લાગણીને વશ થઈ મારે અહીં રોકાઇ જવાની ફરજ પડી. આ બહાદુર અને ઉદાર કોળી સરદાર મારી સરભરા કરવામાં ઉણુપ આવવા દેતો નથી તો એના મનને દુભવી ખંભાત આવ્યા કરતાં અહિંજ રહેવાનું હું વધારે પસંદ કરૂં છું. માટે આશા રાખું છું કે કદાચ મારો આ વિચાર આપની મરજી મુજબ નહોય તો પણ ઉદાર વૃત્તિથી મને ક્ષમા કરશો અને હાલ જે માયા રાખો છો તેથી પણ ભવિષ્યમાં વિશેષ રાખશો.

છેવટે ફરીથી આપનો ઉપકાર માની પત્રની સમાપતિ કરૂં છું.

લી. આપનો.

**મોઅઝઝઝખાન.**

હવે નવાબ બહાદુરે આ પ્રમાણે દેવાણુમાં ઠરી ઠામ, કંપની સરકારના વિજેતા લશ્કરે ભરૂચમાં પ્રવેશ કરી શહેરનો

કબજો લીધો તે વખતે રાજ મહેલની બેગમો ઉપરાંત તમામ કુંટુંબી જનો ગભરાએલી સ્થિતીમાં જેનાથી જે લેવાયું તે લઇ એક બીજાની દરકાર કર્યા સિવાય કોઇ નદી માર્ગ રાજ પીપલા તરફ તો કોઈ જમીન માર્ગે આમોદ, જંબુસર તરફ નાસી છુટયાં હતા અને આ રીતે નાસી છુટવાથી લગભગ બધાંજ એક બીજાંથી વિખુટા પડી ગયાં હતાં. તે બધાની શોધ ખોળમાં કોળી સરદારના માણસોને ચારે તરફ મોકલી આપ્યાં.

તેઓએ ઘણીજ શ્રમ લઈ થોડાજ દીવસોમાં લગભગ બધા સ્નેહીઓને લાવી હાજર કર્યા તેમાં પોતાના દસેક સીપાઈઓ સાથે સરદાર કમરૂદ્દીન પણ આવી મળ્યા. એટલે જેમ ભુખ્યાને અન્ન, તરસ્યાને પાણી, રંકને દ્રવ્ય, માળીને વસંત, વેપારીને નફો, નોકરોને પ્રમોશન, ભુલ્યાને રસ્તો, ખેડુતને જોઇતો વરસાદ, વિદ્યાર્થીને છુટ્ટી, સીપાઇને વિજય, કેદીને મુક્તિ, આંધળાને આંખો મળવાથી જેટલો આનંદ થાય તેથી પણ વિશેષ આનંદ આપણા આ નવાબ સાહેબને પોતાના સગાં વહાલાંઓના મેળાપથી થયો. આમાંના થોડાકની પાસે થોડુ ઘણું ઘરેણું અને રોકડ નાણું પણ હતું. બાકી ઘણાં ખરા તો બિચારા ખાલી હાથે અને ઘણીજ દુઃખી સ્થિતીમાં આવી ગએલા હોય એમ સ્પસ્ટ જણાતું હતું.

તે બધાને દીલાસો આપી ઘણુંજ આદર માનથી પોતાની પાસે રાખી લીધાં. નવાબ સાહેબ દેવાણમાં હોવાની ખબર મળવાથી વિખરાઇ ગએલા કેટલાક આરબ અને સીંધી સીપાઇઓ પણ તેમને આવી મળ્યા.

કોળી સરદાર આ બધાંની આગતા સ્વાગતા ઘણીજ ઉલટથી કરતો હતો. તેમજ આજુ બાજુના ગ્રામ્યજનો પણ એઓને માન આપતા હતા. અને ઘણો ખરો વખત એમની સેવામાં સીમમાં પાકતી ફળ ફળાદી રજુ કરતા, કોઇ દહાડો મુકામ પર, કોઇ દીવસ દરીઆ કીનારે, કોઈ વખત ખેતરોમાં અને કોઈ પ્રસંગે ઉભા ટેકરાપર ઉઘાડી જગામાં સભા ભરાતી, ત્યાં કસુંબા પાણીનો દોર ચાલતો, વાલ પાપડીનો હુગણુ થતું, ભાટ ચારણો કથા કહાણી લલકારતા એ રીતે આનંદમાં દીવસો પસાર થતા હતા.

ઉપર પ્રમાણે એક દીવસે પાછલા પહોરના વખતે ગામ બહાર ખુલ્લી જગામાં દરીયા તરફથી આવતી ખારી હવાની લહેરનો ઉપયોગ કરતા આખો દીવસ મન માનતા ચારોચરી ધરાએલાં ગાયો, બળદ, ભેંસો, પાડા, વાછરડા વગેરે પશુઓને ઉછળતાં ગુદતાં છલાંગો મારતા દોડતાં ગામ તરફ આવતાં નિહાળી આનંદ પામતા. શીઆળાની રૂતુ અને પાછલા પહોરના શાન્ત તડકામાં પોતાના જોડીદારો સાથે બેઠા હતા તેજ વખતે

એક ઘોડેસ્વાર દોડતો પાસે આવી ઘોડા ઉપરથી કુદી પડયો. ઘોડાને આખે શરીરેથી ટપકતો પરસેવો અને મ્હોંમાથી નીકળતા ફીંણ સાથે સ્વારના આખા શરીર ઉપરના ધુળ વાલાં લુગડાં બતાવી આપતા હતાં કે તે લાંબી મજલ કાપીને આવેલો હોવો જોઇએ અને હતું પણ તેમજ.

આ માણસે આડું અવળું જોયા સીવાય સીધોજ નવાબ સાહેબની સમક્ષ આવી સલામ કરી એક બંધ કરેલો કાગળ આપી, બે ડગલા પાછળ હઠી જવાબની વાટ જોતો મૌન્ય ધારણ કરી ઉભો રહયો.

આ વખતે અજુ બાજુના બધા માણસો આવનાર મનુષ્યને નિહાળી રહયા હતા. જ્યારે નવાબ સાહેબ કાગળ ફોડી તે માંહેની હકીકત વાંચવામાં એક ચિત બની ગયા હતા. જ્યારે એ કાગળ સંપૂણ વાંચી રહયા એટલે તેઓએ આવનાર માણસને સંબોધી વિશ્રાંતી લેવાનું જણાવી સરદાર કમરૂદીનના હાથમાં પેલો પત્ર આપી મોટેથી વાંચવાનો હુકમ કર્યો, કે જેથી ત્યાં બેઠેલા સર્વે જોડીદારોને નવાબ સાહેબ તેમનામાં સંપુર્ણ વિશ્વાસ રાખી કોઇપણ વાત છુપાવતા નહિં હોવાની ખાત્રી થઈ શકે. મજકુર પત્રમાં કંપની સરકારના જનરલ સાહેબે નવાબ

બહાદુરને સંબોધી જણાવેલું કે મી. વેડરબન સાહેબને ભરૂચ ઉપર ચઢાઈ નહિ કરવાનું સમજાવ્યા છતાં તેમ કરવાથી તે મૃત્યુવશ થયા અને પોતાનો જીવ ખોયો તેમજ તમોએ પોતાની ગફલતથી ભરૂચ ખોયું, કારણ કે તમો લડાઇ નહિં કરતા ભરૂચ ખાલી કરી સીધા અમારી પાસે મુંબાઈ ચાલ્યા આવ્યા હોત તો આટલે દરજ્જે આપને ખરાબ થવાનો વખત આવવા દેતેજ નહિ. પરંતુ આપના નસીબમાં એમજ થવાનું હશે. હું આપનો હિતેચ્છુ હતો, છું, અને હવે પછી પણ રહીશ. તમો કાંઇ ચિંતા કરશો નહિ. મારાથી બની શકશે તેટલા પ્રમાણમાં હું આપની સાથે ભલાઇ કરીશ. હાલમાં તો મેં ઇંગ્લેંડ કંપની સરકાર ઉપર આપને ભરૂચ પાછું સ્વાધીન કરી દેવાનો ભલામણ પત્ર લખી મોકલ્યો છે તેનો છ મહિનામાંજ જવાબ આવી જશે. આશા છે કે મ્હારી ભલામણ રદ થશે નહિ અને આપની સાથે સંધીના કરાર કરી ભરૂચ સોંપવાનો કંપની બહાદુર તરફથી હુકમ મળશે. એટલે આપ ફરીથી આપનું વતન પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થશો. થોડા દીવસ સબર કરશો. ખુદા પાક સૌ સારૂં કરશે. વગેરે.

જવાબમાં પોતાને માટે ઉઠાવેલી તકલીફ અને દર્શાવેલી શુંભ લાગણી બદલ યોગ્ય ભાષામાં ઉપકાર માની ક્ષેમ કુશળ હોવાના સમાચાર લખી એક કાગળ આવનાર માણસની

સાથે જનરલ સાહેબની ઉપર મોકલી આપ્યો. કહે છે કે એજ અરસામાં દિવાન લલ્લુનો પણ એવીજ મતલબનો કાગળ આવ્યો હતો તેનો પણ યોગ્ય જવાબ લખી વાળી કાગળ લઇ જનાર માણુસ સાથે મ્હોડેથી કહેવડાવ્યું કે નવાબ સાહેબ તમને મળવાને ઘણા ઉત્સુક હોવાથી રાત દીવસ તમારી યાદી કરે છે માટે તમો દેવાણુ જાઓ અને રૂબરૂમાં મેળાપથી થતા આનંદનો લાભ આપો. પરંતુ લલ્લુના મન ઉપર આ સંદેશાની કંઈ પણ અસર થઈ નહિ. તેમજ તેઓએ નવાબની મુલાકાતે જવાનું વ્યાજબી ધાર્યું નહિ.

ખરેખર કાળની ગતિ વિચિત્ર છે. એક વખત એવો પણ હતો કે નવાબ સાહેબના આમંત્રણની કોઈ જુઠી ખબર પણ આપતો તેને અંતઃકરણથી સત્ય માની દિવાન લલ્લુ ઉઘાડા પગે ઉઘાડા માથે પડતો અથડાતો દોડતા દરબારની સીડીઓ ઉપર ચઢી હાંફતા હાંફતા તેમની સેવામાં હાજર થઇ જતા. તેજ દિવાન લલ્લુ આજે વારંવાર મુલાકાત આપવાનું કહેવડાવ્યા છતાં લેશ પણ ગણુકારતા નથી જો કે આ તેજ પહેલાંના નવાબ છે. પરંતુ આજે તેમની પાસે પહેલાં જેવી હકુમત દોલત હશમત નથી એટલે ઉગતાની પુંજા કરનાર દિવાન લલ્લુ આ આથમતા સુર્યને નમન કરવાનું તો એકબાજુએ રહ્યું તેના તરફ નજર પણ ઉઠાવી જુએ એ બની શકેજ કેમ ?

નવાબ સાહેબ આ બધું સમજતા હતા છતાં એવી બાબતો તરફ લક્ષ નહિ આપતાં સમયને માન આપી આનંદમાં વખત વિતાડતા હતા. એ રીતે થોડાકજ દીવસ ગયા હશે ત્યાંતો વડોદરાવાળા ફતેસિંગ કોઇ જાણે નહિં એ રીતે દેવાણ આવી પહોંચ્યો. આપણે આ પહેલા મી. મારલીની ભરૂચ ઉપરની ચઢાઇ વખતે એઓએ બતાવેલી કારકીર્દી ઉપરથી જાણી ચુકયા છીએ કે આ મરાઠા સરદાર જાહેરમાં નવાબ સાહેબ સાથે મૈત્રીનો ડોળ રાખી છુપી રીતે શત્રુવટ ધરાવતા હતા. આ વખતે પણ જ્યારે એ મુલકગીરીથી પાછા ફરતા દેવાણ આવી નજરે જોવાથી એમને નવાબ સાહેબ દેવાણમાં સુખ ચેનથી રહેતા હોવાથી અને જાલમ જાળીઓ તેમની તન મન ધનથી આગતા સ્વાગત કરતો હોવાની ખાત્રી થતાંજ પ્રથમની ઇર્ષા જાગૃત થઈ આવી, જેથી એક ચીઠ્ઠી લખી કોળી સરદારને જણાવ્યું કે તેં જે ભરૂચના નવાબ મોઅઝઝઝખાનને આશરો આપ્યો છે, પણ તને ખબર નહિં હોય કે આ માણસ એની હકુમતના જમાનામાં મને બીલકુલ ગણકારતો નહતો માટે હું એને મારા શત્રુ તરીકે ગણુ છું. માટે આવા માણસને આશરો આપવાથી તારા ઉપર મારી ખફગી ઉતરે તે પહેલાં તું એ નવાબને મારે સ્વાધીન કરી દે. જો તેમ કરવામાં ઢીલ થશે તો હું પોતે તને

યોગ્ય સજા કરીશ અને તારા ગામને આગ લગાડી ભસ્મીભુત કરી દઇશ. પરંતુ શાબાશ છે એ કોળી સરદારને કે તેણે આ પેશ્વાઈ સરદારની ધમકીને બીલકુલ ગણકારી નહિં અને બહાદુરને છાજતી ઢબે ચીઠ્ઠી લાવનાર માણસને સંભળાવી દીધું કે,

નવાબ સાહેબ મારા મહેમાન અને આશ્રીત બન્ને છે. એમની સંભાળ રાખવાનો મને પુરે પુરો હક છે. એમાં દખલગીરી કરવાનો તમને કે બીજા કોઇને કંઇ પણ હક નથી. હું એક ગામડીઓ અને જાતનો કોળી જમીનદાર છું, છતાં તમારા જેવાની ગેરવાજબી વર્તણુંકને શાંખી શકીશ નહિં. આ બાબતમાં મારે તમારી સાથે લડાઈમાં ઉતરવું પડે તો તેમ કરવાને પણ તૈયાર છું. મતલબ નવાબ સાહેબ મારા શીર સાટે છે અર્થાત જ્યાં સુધી મારા ધડ ઉપર માથું છે ત્યાં સુધી તમારી આ ગેરવાજબી માંગણીનો સ્વીકાર કરી શકતો નથી.

આ પ્રમાણેના મ્હોંતોડ જવાબથી ફતેહસીંગને માઠું તો જરૂર લાગ્યું હશે, પરંતુ લાચાર, તે મનમાં તો સમજતો હતો કે જાલમ જાળીઆ સાથે લડાઈ કરવી એ કંઈ છોકરાની રમત નથી. એ તો વાઘના મ્હોંડામાં હાથ ઘાલી તેને સલામત

પાછો કાઢવા જેટલું અઘરૂં હતું, તેથી સમયસુચકતા વાપરી જાણે આ જવાબથી પોતે અત્યંત ખુશી થયો હોય એવું જણાવવાના હેતુથી કોળી સરદારને રૂબરૂ મળી તેના ઘણા ઘણા વખાણ કરી શાબાશી આપવા ઉપરાંત સરપાવ અર્પણ કરી પોતે વડોદરા તરફ વિદાય થયા રાજધાનીમાં પહોંચ્યા પછી તેને ચેન નહિં પડવાથી એક કાગળ નવાબ સાહેબ ઉપર લખી તેને પરબીડીયામાં બંધ કરી એક વિશ્વાસુ ખેપીયાને બોલાવી પરબીડયું અને કેટલીક રોકડ રકમ આપી કોળી સરદાર જાણે નહિ એવી રીતે સાવચેતીથી નવાબ સાહેબના હાથમાંજ આપવાની સુચના કરી તેને દેવાણ મોકલી આપ્યો.

જે વખતે આ ખેપ્યો ધારેલે સ્થળે પહોંચ્યો ત્યારે કર્મ સંજોગે કોળી સરદાર ખેતીના કામાર્થે ખેતરમાં ગએલો હતો અને નવાબ બહાદુર દરીઆ કીનારે કેટલાક માણસો સાથે પાણીના ઉછળતાં મોજાં અને તેમાં કુદાકુદ કરતી માછલીઓને નીહાળતાં, ખારા પાણી ઉપરની સ્વચ્છ અને નિરોગી હવાનો ઉપભોગ કરતાં, સામેના કીનારા ઉપર સારોદ ગામના ઠાકોર સાહેબના જુનુ વાવ સુધી આવી રહેલાં નાના મોટાં અને ઉંચા નીચા વૃક્ષોના સુંદર દેખાવ તરફ નજર કરતા ફરતા હતા. ત્યાં આવી એકાંતમાં તેણે લાવેલો કાગળ અને રકમ આપ્યાં. નવાબ સાહેબે કાગળ ફાડી વાંચવા માંડયું:—

વહાલા મિત્ર નવાબ મોઅઝઝખાં સાહેબ, આપ હાલ દેવાણમાં એક કોળીને આશરે રહી તેની મદદથી ભરૂચ પાછું મેળવવાની આશામાં દીવસો પસાર કરો છો, એવી મળેલી ખબર ઉપરથી જણાવું છું કે એ કોળીનું એટલું ગજું નથી કે આપની ધારણા પુરી થઈ શકે માટે મારી સલાહ એવી છે કે તમો મારામાં વિશ્વાસ રાખી દેવાણ છોડી મારી રાજધાનીમાં ચાલ્યા આવો. હું મારૂં બનતું કરવાને તૈયાર છું અને મને આશા છે કે આપણે બંને મળીને ભરૂચ પાછું મેળવીશું. તમો મારા આમંત્રણનો સ્વીકાર કરી દેવાણ છોડી અહીં આવશોજ એવી મને ખાત્રી હોવાથી આવેલા માણસ સાથે આપને વાટ ખરચ સારૂ અમુક રોકડી રકમ પણ મોકલી છે, તેનો સ્વીકાર કરશો અને તમો કયારે પધારશો તેનો ખુલાસો આવેલા માણુસ સાથે લખી મોકલશો કે હું આપના સ્વાગત માટે તૈયાર રહું.

આ કાગળ વાંચી રહયા પછી તેજ કાગળની પછવાડે નવાબ સાહેબે લખી આપ્યું કે ભાઈ ફતેસીંગ આપનો પત્ર પહોંચ્યો અને આભારી થયો પણ હું આપનામાં વિશ્વાસ રાખી શકતો નથી કારણ મી. મારલી સાથેની લડાઇ વખતે આપે રૂદરાજીને મારી મદદને બહાને કંઇક જુદુંજ શીખવીને મોકલેલો હોવો જોઇએ કે તેણે મને કંઇ પણ મદદ કરી

નથી. એથી ઉલટું એણે એવી ચાલ અખત્યાર કરી હતી કે જેથી એવા લડાઈના પ્રસંગે મારે એના ઉપર ખાસ દેખ-રેખ રાખવાની જરૂર પડતી તમો કેહશો કે રૂદરાજીને શીખવીને મોકલ્યાનું શાં ઉપરથી લખો છો તો જણાવીશ કે લડાઈના છેલ્લા દીવસોમાં તમો પોતે પણ ભરૂચ આવી પહોંચ્યા હતા પણ તમોએ રૂદરાજીને જરાપણ ઠપકો આપ્યો હોય અથવા તમે પોતે પણ મને મદદ રૂપ થઈ પડો એવું કંઈ પણ કર્યું હોય એવું મને યાદ નથી માટે ભાઈ જે પ્રસંગે ખરેખર મદદ કરવાની જરૂર હતી ત્યારે તો તમો કંઇ કરી શકયા નહિં અને હવે તમો તેમ કરશો તેની ખાત્રી શી ? વળી હું ફરીથી લડાઇ કરી ભરૂચ પાછું લેવાની ઇચ્છા રાખતો નથી. મારા નસીબમાં ભરૂચ મળવાનું હશે તો લડાઈ વગરજ મળી રહેશે, નહિં તો માલીકની મરજી હું તો મારા પેદા કરનારની ખુશીમાં ખુશી રહી તેની ઇબાદતમાં મારી બાકી જીંદગી પુરી કરીશ. આ પ્રમાણેનો મારો દ્રઢ નિશ્ચય હોવાથી આપે મોકલેલી રોકડ રકમ પણ આપનાજ માણસ સાથે પાછી મોકલી આપું છું. તે તપાસી લેશોજી.

આ રીતે નવાબ સાહેબને કોળી સરદારથી વિખુટા પાડવાના છેલ્લા પ્રયત્નમાં પણ મરાઠા સરદાર ફાવી શકયો નહિ.

# મૃત્યુ

ઉપર જણાવ્યા પ્રમાણે નવાબ સાહેબે પોતાને આવી મળવાનું કહેણુ દિવાન લલ્લુ ઉપર મોકલ્યુ હતું. તેણે દેવાણુ સુધી જવાની તસ્દી લીધી નહિં પરંતુ તેણે એક કાગળ ઘણીજ ચોકસાઈથી મજબુતીથી બંધ કરી નવાબ સાહેબ ઉપર મોકલી આપ્યું. કહે છે કે જે વખતે આ કાગળ લઈને દીવાન લલ્લુનો એપ્યો આવ્યો તે વખતે સૈયદ મીઠા મીયાં કોળી સરદાર જાલમ જાળીઓ વગેરે કેટલાક તિવ્ર બુધ્ધિના માણુસો ત્યાં બેઠા હતા. પ્રથમ કોળી સરદારની નજર આ કાગળ ઉપર પડી. તેણે ઉપર જણાવ્યા પ્રમાણે કાગળ ઘણીજ મજબુતીથી બંધ કરેલું જોયું તેથી તેને વહેમ પડયો એટલે આવનાર માણસ પાસેથી કાગળ લઇ સૈયદ મીઠામીયાંના હાથમાં આપી કહયું કે આ કાગળ આવી વિચિત્ર રીતે બંધ કરેલું હોવાથી મને વહેમ પડે છે માટે મહેરબાની કરી એ નવાબ સાહેબના હાથમાં આપશો નહિ અને તમેજ વાંચી સંભળાવો.

તે ઉપરથી સૈયદ મીઠાં મીયાંએ તેમ કરવાના વિચારથી કાગળ ફાડવા જતા હતા ત્યાં તો નવાબ બહાદુરે તેમને તેમ કરતાં રોકી દઈ કાગળ પોતાને આપવાનો હુકમ કર્યો.

કોળી સરદાર ના કહેતોજ રહયો પણ નવાબ સાહેબે માન્યું નહિ અને પોતાના હાથમાં લઈ મનમાં વાંચવાનું શરૂ કર્યું. જેમ જેમ કાગળ વાંચતા ગયા તેમ તેમ તેમની હાલત બગડતી ગઈ તે એટલે સુધી કે હજુ એ અડધો કાગળ વાંચી રહયા નહિ હોય કે તેઓ બેશુધ્ધ થઈ ધરણી પર ઢળી પડયા. આવી સ્થિતી જોઇ ત્યાં બેઠેલા સર્વે જનો ગભરાટમાં પડી ગયા અને નવાબ સાહેબને શુધ્ધીમાં લાવવાની દોડધામમાં પડી ગએલા વખતનો લાભ લઇ લલ્લુનો માણસ પેલો કાગળ ઉપાડી ગુપચુપ ત્યાંથી પસાર થઈ ગયો તેની કોઇને ખબર પણ રહી નહિં

કહે છે કે ઘણી ઘણી સારવાર પછી નવાબ સાહેબ શુધ્ધીમાં આવ્યા પણ તેજ વખતે એમના મગજ અને શરીરની હાલત બગડવા માંડી તે દીવસે દીવસે એટલી બધી બગડતી ગઇ કે બે મહિનામાં તેઓ પથારીવશ રહેવા લાગ્યા. માથામાં ધમધમાટ થવા ઉપરાંત આખા શરીરે જાણે વીશફુટક થયું ન હોય એવા ફોલ્લાં ( ચાંદા ) થઈ આવ્યા. મનપર ચિંતાએ કબજો કરેલો હોવાથી ચેન પડતું નહિં અને નિદ્રા પણ લઈ શકાતી નહિં. આથી જીણો તાવ પણ લાગુ પડયો. એટલે વખતના વહેવા સાથે શરીર તદ્દન ક્ષીણુ થઈ ગયું. જોકે એક કામિલ બીન આદીલ નામે ઉસ્તાદ હકીમ ઘણીજ

કાળજીપૂર્વક દવાદારૂ કરતો હતો પણ આ જીવલેણ બીમારીમાં કંઈ પણ ફેરફાર થએલો જણાતો નહિ. કોળી સરદારે પણ જંગલી જડી બુટ્ટીઓથી માહિતગાર એવા સેંકડો માણસોનો અજમાવ્યા. જંતર મંતર જાણનારાઓને બોલાવી મંગાવી મંત્ર જંત્ર કરાવી જોયું પણ કશાથી ફાયદો થયો નહિ. અને મુસલમાની તા. ૮ માહેજીલહજ સને ૧૧૮૬ હીજરીને રોજ છ ઘડી રાત જતાં આ ભરૂચ શહેરના છેલ્લાં મુગલ રાજકર્તા શેરદિલ નવાબ મોઅઝઝઝખાન પોતાની પાછળ સેંકડો સ્નેહી જનોને નીરાધાર સ્થિતીમાં મુકી ૪૨ વર્ષની વયે આ ક્ષણભંગુર દુન્યાનો ત્યાગ કરી ગયા, આલ્લાહુ પાક એમના આત્માને શાંન્તી આપે, આમીન.

આ રીતે ભરૂચ ઉપર કંપની સરકારનો કબજો થયા પછી બરાબર ચાર મહીના અને છ દીવસે નવાબ સાહેબનું મૃત્યું થયું. જે રીતે આ હૃદય ભેદક બનાવ પૃથ્વી ઉપર બન્યો તે દીવસે આકાશ ઉપર સુર્ય ગ્રહણ હતું તેથી જમીન ઉપરના આ રોશન જમીર રાજવીના મૃત્યુ સમાચાર પ્રથમથીજ આકાશી પદાર્થોના રાજા સુર્યને મળી ગયા હોય અને તેના શોકમાં કાળું વસ્ત્ર ઓઢી લઇ અદૃશ્ય થઈ ગયા હોય એમ માનીએ તો તે ખોટું તો નહીંજ કહેવાય.

ખરેખર આ રાત્રીએ પણ ભયંકર રૂપ ધારણ કરેલું હોવું જોઇયે, કારણ સ્ત્રીઓનું કરૂણામય રૂદન, કોળી સરદારનું પછડાકીઓ ખાઇ હાથ પગ પછાડી પછાડી દિવાના માણસની માફક છાતી અને માથું કુંટવાં, આખા ગામનું નુકશાન હોવું, દરીઆના પાણીના મોંજાનું સુસવાટો કરતાં ઉછળી ઉછળીને એક બીજા ઉપર પડવું, શન શનાટ કરતાં પવનનું ફુકાવું, ગમે તેવા હીમતવાન પુરૂષને મુંજાવી મુકવાને પુરતું હતું. આવી ભયભિત રાત્રીના વિતવા સાથેજ દીવસના પહેલા પહોરને અંતે લાશને નવડાવી દફનાવી જનાઝામાં લઈ ગામ બહાર નકકી કરેલે સ્થળે લાવી ઉતારવામાં આવી અને ત્યાં નમાઝ વગેરે ક્રીયાથી પરવારી તૈયાર કરેલી કબરમાં ઉતારી હમેશને માટે દફનાવી દીધી.

કહે છે કે જનાઝો ઘેરથી ઉપાડયો ત્યારથી તે કબરમાં દફન કરતાં સુધી એક ધારો વરસાદ વરસતો રહયો. જાણે પોતાની હયાતીમાં પોતાની દુઃખી પ્રજાને વખતો વખત બક્ષીસ આપી તેમના પર સ્હેમની વૃષ્ટિ કરનાર આ પ્રજા પાલક રાજ્યાધિકારીના મૃત્યુ શોકમાં ભાગ લેવા સારૂ મેઘરાજાની પધરામણી થઈ ન હોય.

પ્રિય વાંચક ! આ પુસ્તકમાં જણાવેલી હકીકત ઉપરથી જાણી શકશો કે પૃથ્વી પરના વૃક્ષો પુટે છે. ફળે છે. અને

સુકાય છે. બાગમાંના પુલ ખીલે પણ છે. અને કરમાય છે. પશુ પક્ષી જંતુ અને જળચર પ્રાણીઓ જન્મે છે અને મૃત્યુવશ થાય છે. એટલે દરેકને માટે જન્મ મરણનું હોવું એતો નિર્વિવાદ છે. વળી જેમ સુર્યનું ઉગીને આથમવું પછી ઉગવું અને અથમવું, દીવસ પછી રાત્રી અને રાત્રી પછી દીવસનું હોવું, તડકાની પાછળ છાંયડો અને છાંયડાની પાછળ તડકાનું રેહવું પણ અવશ્ય છે. તેવીજ રીતેના મનુષ્ય ધનવાન સ્થિતિમાંથી ગરીબ અને કંગાલ અવસ્થામાંથી ધનવાન, જનસમુહની નજરોમાં તાજ્ય અને હિણાએલો રખડતો પુરૂષ સિંહાસન રૂઢ થએલો અને એક મહાન પ્રતાપી ગણાતો તાજદાર ઘડીના છઠ્ઠા ભાગમાં એક સાધારણ મનુષ્યના જેવી સ્થિતીમાં આવી ગયાની સાબીતીમાં ઈરાનનાં નાદીરશાહ અને હિન્દનો છેલ્લો મુગલ બાદશાહ બહાદુર, શેરશાહ અને હુમાયુ તુર્કી સુલતાન અને કમાલપાશા, બચ્ચાએ શકકા અને અમાનુલ્લાખાન વિગેરેના સેંકડો દાખલા આપણને મળી શકશે. માટે આપણીઆ વારતાના નાયક શેરદિલ નવાબ મોઅઝઝમખાન સાહેબની સામાજીક કે આર્થિક સ્થિતીમાં થએલા ફેરફાર તરફ આપણે વધારે લક્ષ નહિ આપીએ તો પણ એઓ સાહેબ પોતે આટલી બધી પડતી દશાએ પહોંચવા છતાં એક સાચા મુસલમાન તરીકે હર વખત ઇસ્લામી અહકામો જેવા નમાઝ, રોજા, સત્યપરાયણ, ક્ષમા

સહનશિલતા, ઉદારવૃતિ શુક્રગુજારી વિગેરે મરતાં સુધી જાળવી રાખી મજબુત ઈમાનદારીનો સચોટ દાખલો રજુ કરી ગયા છે. માટે આપણે પણ ઉપરના સર્વ ગુણો ગ્રહણ કરી જીંદગીના અંત સુધી ખરા ઈસ્લામી તરીકે રહેવાની પ્રતિજ્ઞા લઈ છેવટે એકવાર ફરી મરહુમ શેરદિલ નવાબના આત્માની શાંતિ માટે દૂઆ ગુજારી ફરી કોઈવાર મળવાની આશાએ છુટા પડીશું. શાન્તિ, શાન્તિ, શાન્તિ,



# વિનંતિ પત્ર.

આ પુસ્તક વાંચવાથી વાંચક વર્ગ પૈકી શ્રીમંતોને સમય પલટાનો, સ્નેહી જનોને કપટી મીત્રોની કપટ જાળથી બચવાનો, વિશ્વાસુ બંધુઓને શુધ્ધ મીત્રોની શુધ્ધ સલાહ ગૃહણ કરવાનો અને આમ વર્ગને સમયાનુંસાર વર્તવાનો સબક મળી રહેશે.

આ પુસ્તકની પ્રથમ આવૃતિ પુર્ણ થયેથી, અત્રેના પુરાણા ખાનદાની ગ્રસ્થોના વડવાઓના ઈતિહાસીક વ્રતાંતની તપાસમાં છું, જો મરજી પ્રમાણે એ વૃતાંત મળી આવશે તો હવે પછીની આવૃતીમાં શામેલ કરી વાંચક વર્ગને સંતોષ આપવાને આ સેવક ચુકશે નહિં.

આશા છે કે આ પુસ્તકની યોગ્ય કદર કરી એમાં જે કંઈ ભુલચુક જણાય તો તે દરગુજર કરવાની ઉદારતા બતાવી પ્રીય વાંચક, મારા જેવા ગરીબ સેવકને આભારી કરશો.

સેવક, ગુલામ મોહંમદ ગુલામ અહેમદ,

કુતુબ ફ્રેશરા–ભરૂચ.

# જાહેર ખબર

અમારી દુકાને સર્વે જાતની અરબી, ફારસી, ઉર્દુ, ગુજરાતી વગેરે કિતાબો કિફાયત ભાવથી મળે છે.

—ઉપરાંત—

મદ્રેસાઓમાં ચાલતા કુરાનેશરીફ સિપારા, કાયદા પણ મળે છે.

વેપારીઓને ઘણાજ કિફાયત ભાવે આપવામાં આવે છે. એક વખત ઓર્ડર આપી ખાત્રી કરો.

બહારગામના ઓર્ડર ઉપર પુરતુ અને તત્કાળ ધ્યાન આપી માલ વી. પી. થી મોકલવામાં આવે છે.

**ગુલામ મોહમદ ગુલામ અહમદ**

કુતુબ ફરોશ

ઠે. માર્કીટ બજાર, મુ. ભરૂચ.

પ્રકાશક:—ગુલામ મોહમદ ગુલામ અહમદ, કુતુબ ફરોશ
માર્કીટ બજાર, ભરૂચ.

મુદ્રક:— અબદુલ્લાહ [illegible] સૈયદ.

મુદ્રણાલય:— મુસ્લિમ ગુજરાત પ્રેસ
ભાગાતળાવ રોડ, સુરત.